# ઈરાન-ઈરાક
## મુસાફરીની ગાઈડ.



મહાન શહેનશાહ દરાયસ
Darius the Great (B. C. 521-485)

કર્તા:-કયખુસરો અ. ફીટર.

پاینده باد ایران



આલા હઝરત રૈઝાશાહ પાહેલવી
શહેનશાહે ઇરાન.

# ઇરાન-ઇરાક
# —મુસાફરીની
# —ગાઇડ.

લખનાર—કયખુસરો અર્દશીર ફીટર.

( ઇરાન લીગનાં સેક્રેટરિ. )

તે "સંજાણનો સપુત", "કુહે અજબ!", "બહારોટ પહાડ ઉપર શોધખોળ", "જંગે વરિયાવ", "૧૯૪૦ નાં ઈરાનમાં મુસ્કો!", "મારી ઈરાનની ડાયરીમાં ડોકયું!", મરહુમ પારસી મીશનરી માણેકજી હાંતરિયાનું જન્મ વૃતાંત વીગેરેના કર્તા.

ઈ. સ. ૧૯૩૧.

યઝ. સ. ૧૩૦૦.



આ કેતાબ મી. કયખુસરો અ. ફીટરે, ઘોરખોડુ બીલડીંગ, ૧૨મી ગલી ખેતવાડી, મુંબઈ મધે લખી છે; અને મી. મંચેરશા જાલભાઈ દાવરે એલન પ્રીન્ટીંગ પ્રેસ, નં૦ ૪૦-૪૨ નાનાભાઈ લેન, કોટ, મુંબઈમાં છાપી છે; અને મેસર્સ જીના એન્ડ કું.એ, ગ્રેશામ બીલડીંગ, એસ્પલેનેડ રોડ, મુંબઈમાં પ્રગટ કરી છે.

# અર્પણ.

ઇરાનની ચલવલનાં એક આગેવાન, ઇરાની ઝરથોસ્તી નાવારેસ બાળકોનાં ધર્મ-પીતાજી, ઇરાન માટે ઝરથોસ્તી ધાર્મિક સાહિત્ય ફારસી ઝબાનમાં લખાવી ફેલાવો કરવાનાં ફંડનાં સ્થાપક, યઝદની છોકરાઓની ઓરફનેજ, યઝદની છોકરીઓની સ્કુલ, ઇરાની છોકરાઓની કેળવણી માટે સ્કોલરશીપ ફંડ વગેરેનાં બરપા કરનાર—

માંનવંત, નેકનામ

**શેઠ પેસ્તનજી દો. મારકર**

**ને**

કર્તાની ઘણી સલામ સાથ—

આ નાની કેતાબ અર્પણ કરવામાં આવી છે,

તા. ૧લી સપટેમ્બર ૧૯૩૧.

A

# બે — બોલ !

આ નાની કેતાબ ઈરાન અને ઈરાકમાં મુસાફરી કરતા મુસાફરોને ઉપયોગી થઇ પડશે એવી મારી ખાત્રી છે. સેવકે ઇરાનમાં બે વાર અને ઇરાકમાં એકવાર મુસાફરી કરી હતી, તે વેળા એક આવી કેતાબની જરૂર માલમ પડી હતી તે હું ભુલ્યો ન હતો. અને તેથી હાલની તકે તેવી એક નાની કેતાબ લખીને — મુસાફરી કરતી વખતે મોટી લંબાણ વીગતોવાલી કેતાબો વાંચવાની ઝાઝી દરકાર રખાતી નથી—, તેથી બને તેટલી ઉપયોગી અને અગત્યની બાબતો ટુંકમાં સુચના કરતી રૂપે આ કેતાબમાં આપવામાં આવી છે, કે જેથી એક મુસાફરને ઝાઝો કંટાળો ન આવે, અને પોતાને જોઇતી બાબતો કે જગ્યાઓ સપાટામાં તે ધણી જોઇ શકશે. આ નાની કેતાબમાં, એક મુસાફરને ઇરાન અને ઇરાકમાં મુસાફરી કરતી વેળા વાજબી રીતે જાણવી જોઇએ તેટલી વીગતો સંભાળથી અને પુર તેહકીક કરીને મેળવીને સમાવવામાં આવી છે. એક મુસાફર ઉપરાંત જેઓ ઇરાન કે ઇરાક સંબંધી કંઇક ઉપર ટપકેનો ખ્યાલ મેળવવા ચાહતા

હોય તેઓને પણ આ કેતાબમાં સમાવેલી બાબતો પુરતું જ્ઞાન આપી શકશે.

આ કેતાબનાં બીજા ભાગમાં મુસાફરીનાં ૯ Routes આપ્યા છે, તેમાનાં ઘણા અગત્યનાં routes નાં mileage તો મેં પોતે અમારી Dodge કારમાં મુસાફરી કરતાં ખાસ ખંત રાખી નોંધ રાખી હતી તે ઉપરથી આપ્યા છે, તેથી તે વિશ્વાસપાત્ર ગણી શકાશે, જ્યારે બીજા routes નાં માઇલો પણ અનેક ઠેકાણે તેહકીક કાઢયા પછી આપવામાં આવ્યા છે.

આ કેતાબમાં આવેલા ઘણાક ચિત્રોનાં બ્લોક મારા બે ખેરખાહ દોસ્તોએ વાપરવા આપ્યા છે, જેઓનો આભાર માનું છું. તથા આ કેતાબમાં "વધારો" દાખલ કર્યો છે, તે મીસીસ મહેરબાનુ બહેરામગોર અંકલેસર્યાનાં ઇરાનની મુસાફરીનાં લખાણો જામેમાં આવ્યા હતાં, તે અહીં રજુ કર્યાં છે; કારણ કે તે રસીલાં અને કેટલીક જાણવા જોગ બાબતોથી ભરપુર માલમ પડે છે. મીસીસ મહેરબાનુ બહે. અંકલેસર્યાએ મહેરબાની કરીને તેઓને આ કેતાબમાં દાખલ કરવાની મને પરવાનગી આપી છે તે માટે તેવણનો અહેશાનમંદ થયો છું. આ

કેતાબનો "પ્રસ્તાવના" લેફ. કરનલ મહેરવાન સો. ઇરાની I. M. S. જેના કાબેલ ગ્રહસ્થે લખ્યો છે, કે જેવણે બે વાર ઇરાનની મુસાફરી કરી છે, અને તેથી આવા પ્રકારની કેતાબનો પ્રસ્તાવના લખવા એવણ કરતાં બહેતર ગ્રહસ્થ બીજા કોણ હોઇ શકે? મેહેરબાન કરનલ સાહેબનો હું ખરા અંતકરણથી આભાર માનવાની રજા લઉછું. મુંબઇનાં ઇરાની કોનસલ સાહેબ આગા જ. કઇઆન જેઓ પારસીઓનાં મોટા ખેરખાહ અને વખાણનાર છે, તેવણે પણ પોતાનો અભિપ્રાય મહેરબાની કરી લખી મોકલ્યો છે, તેવણ સાહેબનો પણ ઉપકાર માનું છું. હાલનાં સંજોગો હેઠલ આવા પ્રકારની કેતાબ છપાવી પ્રગટ કરવાની જોગવાઇ સેવક ન ધરાવતે, તેથી મેસર્સ "જુના" કુંપનીનાં માલેક શેઠ જેહાંગીર પા. કાતગરાએ તેને છપાવી પ્રગટ કરવાની જે સગવડ આપી છે, તે માટે તેવણ સાહેબનો ઉપકારી છું.

આ નાની પણ બહુ ઉપયોગી કેતાબ, મેં ઇરાનનાં મોટા ખેરખાહ શેઠ પેસતનજી દો. મારકરને મોટા આભાર સાથે અર્પણ કરી છે, કારણ કે ઇરાનમાં મુસાફરી કરવાનાં રસ્તા, એવણ સાહેબની ૧૯૨૪ ની યાદગાર લાંબી મુસાફરી પછી પારસી આલમની બહુ સારી રીતે જાણમાં આવ્યા છે.

છેવટે, મને કેટલીક તરફથી એવી સુચના થઈ છે કે આ મારી "ગાઇડ" વાળી કેતાબ જેવી ઇરાનમાં મુસાફરી કરનારા ઇંગ્રેજી જાણનારા પરદેશીઓ માટે અત્યાર સુધીમાં કેઠે હસ્તી ધરાવતી ન હોવાથી, જો તે ઇંગ્રેજીમાં તરજુમો થાય તો વધુ ઉપયોગી થઇ પડે. આ સુચના ઉપર બનતી તાકીદે અમલ કરવાનો સેવકનો ઇરાદો છે.

કયખુસરો અર્દશીર ફીટર,

કર્તા.

ખેતવાડી ૧૨મી ગલી,
મુંબઇ, તા. ૧લી સપટેમ્બર ૧૯૩૧. }



# સાંકળ્યું

# H



## PART II.

# M



———o———

# Introductory Notes by

# H. E. The Persian Consul for Bombay.

---

"The Iran-Iraq Guide" written by Mr. Kaikhosro Ardeshir Fitter, Secretary of the "Iran League," Bombay, will I am sure, prove a very useful guide to intending visitors to Persia.

As Parsis are now increasingly visiting Iran, their ancient land, the Guide will undoubtedly prove a boon to them. It contains many useful informations which a traveller to the country ought to possess. Mr. Fitter is one of the proper persons to write such a book, as in his position as Secretary of the "Iran League," he is in constant touch with Persia, and having twice travelled in it.

From the numerous enquiries I receive, I am also of opinion that such kind of Guide would command a good sale if written in the English language also.

Mr. Fitter deserves all encouragement in his efforts to guide visitors to Persia, through his Guide Book.

J. KAIYAN,

Consul for Persia,

Bombay.

Consulate de Perse,

Bombay, 25th Aug. 1931.

૧૯૦૯૫

# પ્રસ્તાવના.

ઈરાન સાથનો પારસી સંબંધ ઘણા પુરાતન ઝમાનાથી ચાલુ છે, બલકે ખરૂં કહીયે તો જે દિવસથી પારસીઓએ હિંદુસ્તાનમાં પોતાનો જાહુકનો મુકામ કીધોછે, તે દિવસથી તેઓએ પોતાના કદીમ વતન સાથનો તમામ સંબંધ છોડી દીધો નથી. આગલા વખતમાં જ્યારે ઈરાનનો રાજ કારોબાર તદન અંધેર હાલતમાં હતો અને અજ્ઞાન ઝનુનીઓનો દોર ઝાઝો હતો, જેથી મુસાફરીમાં જાન માલની સલામતીની ગેર હાજરી હતી; ત્યારે કુદરતી રીતે તેજ પ્રમાણમાં પારસીઓની પોતાના વતન માટેના જીજ્ઞાસા પણ કમ હતી. છેલ્લી સદીની શરૂઆતમાં ત્યાં થતા જુલમ અને ગેરઈનસાફને લીધે ભુખમરો સેહવતા વાખાના માર્યા કેટલાએક સાહસીક ઈરાની જરથોસ્તીઓએ મહીનાઓની જોખમ ભરેલી તેમજ કંટાલાથી પુર મુસાફરી માથે ઉઠાવી પોતાનું નસીબ પરદેશમાં અજમાવવા હિંદુસ્તાનનો આસરો લીધો, અને પારસીઓના સંબંધમાં વધુ આવ્યા. તે દિવસથી અત્રેના

જરથોસ્તીઓનું ધ્યાન પોતાના કદીમ વતન તરફ વધુ ખેંચાયું અને તેઓને પોતાની જુજ ઇરાની હમદીનોની દયાજનક સ્થિતી જાણવાની તક મલી. આના પરિણામમાં તે વખતના કેટલાએક આગેવાન શેઠયાઓએ "ઇરાની જરથોતીઓની હાલત સુધારનારી મંડલી" ઇ. સ. ૧૮૫૩ માં બરપા કીધી અને પોતાના હમદીનોનું સંકટ તાલવા માટે પોતા તરફથી એક આડત્યા ઈરાન ખાતે મોકલ્યા. ઇરાનના જરથોસ્તીઓના સારા નસીબે તેઓની પસંદગી જન્નતનશીન શેઠ માનેકજી હાંતરીયા ઉપર ઉતરી. હાલમાં કદીમ વતનમાં જરથોસ્તી ધરમની બાકી રહેલી જુજ હસ્તી મરહુમ માનેકજી શેઠની અઠાગ જેહમત, કુનેહ અને દીલસોઝીને આભારી છે.

હાલના વખતમાં આખા ઈરાન દેશમાં મોટોર ગાડી મારફતે પકકી બાંધણીના રસ્તાઓ ઉપર રાહત, આસાની અને ઝડપથી મુસાફરી કરી શકાયછે; એટલુંજ નહિ પણ ત્યાં એરોપ્લેનમાં પણ દરેક મુખ્ય શહેરમાં હાલની છેલ્લામાં છેલ્લી રૂઢી મૂજબ સલામતી તેમજ

સહેલાઇથી મુસાફરી કરી શકાયછે. માટે આપણુને પુરાતન વખતમાં ખચ્ચર અને ગધેડા પર ફરજયાત કરવી પડતી ઘણીજ ધોમી અને જાન માલને જોખમ ભરેલી મુસાફરીનો પુરતો ખ્યાલ આવી શકતો નથી; પણ જે મુસાફરો આવી કંટાલા ભરેલી તેમજ જીવનો જોખમ ધરાવતી પહાડ અને જંગલની મુસાફરીનો અનુભવ ધરાવેછે, તેઓજ માત્ર મરહુમ "માનેકજી શેઠ"ની મહામુસીબત અને જીવનો જોખમ ખેડી ખરાં દીલથી પોતાનાં હુમદીનોની જે મહાન સેવા પોતાના વખતમાં બજાવી છે, તેનો સેહેજ તોલ કરી શકશે. ઇરાન દેશમાં અશો ઝરથુસ્ત્રનાં ઝમાના પછી જો કોઇએ પણ પવિત્ર માઝદયશનાન મઝહબને ટેકવી રાખવા માટે બીનસ્વાર્થી સેવા બજાવી હોય તો તે મરહુમ "**માનેકજી શેઠ**" છે. આ સદગુણી જીન્નતનશીન માનેકજીનું નામ આજે પણ આપણા કદીમ વતનમાં ભારે માન અને સ્તુતી સાથે યાદ કરવામાં આવેછે.

"**નવા ઇરાન**"માં જ્યારે મુસાફરીની સગવડો તેમજ સાધનોમાં વધારો થયો છે અને રેલ્વે લાઇન પણ ધમધોકાર બાંધવામાં આવેછે, ત્યારે કુદરતી રીતે

પારસીઓમાં પોતાના કદીમ વતનની ઝીયારતે જવાની ઉલટ પાછી સજીવન થઈ છે. જો કે જાહેર છાપામાં લગભગ હરરોજ ઈરાન સંબંધી કાંઈને કાંઇ ખબરો પ્રગટ થયા કરેછે, તે છતાં આપણામાંથી ઘણાઓને ઈરાનની આજની સ્થિતી, ત્યાંનો રાજ કારોબાર, મુસાફરીના સાંધનો વગેરે બાબદ સેહેજ પણ માહેતી નથી; અને એ વિષય પર વારંવાર ઘણા રમુજી બલકે તદન અજ્ઞાન સવાલો જાહેરમાં દેખાવ દેયછે; જેના પરિણામે કેટલાએક લોકોની ઈરાન મુસાફરી કરી આવવાની ઉલટ મંદ પડી જાયછે. આજકાલ જાહેર છાપામાં કેટલાએક તદન બીનઅનુભવી લે-ભાગુઓ જેઓ ઈરાન વીશે સેહેજબી માહેતી ધરાવતા નથી, તેઓ પણ લોકોને ઈરાન સંબંધી બધી ખબર પુરી પાડવાનો દાવો કરેછે! આના કરતા પણ એક વધુ હાસ્યકારક હુંબગ આપણી કોમમાં આજે પેદા પડયું છે. એકાદ સાહેબે બે ત્રણ વરસ કોલેજમાં અભ્યાસ કીધો અને બે ચોપડી ફારસી ઘરે શીખી ને ફારસીનો સ્કૉલર બની જાયછે; અથવા એકાદ ફેરો ટુંક મુદત ઈરાન જઈ આવ્યા તો ઇરાનની સર્વ બાબદ પર એક્ષપર્ટ અભિપ્રાય આપવાની લાય-

કાત મેળવી લીધી એવું ગુમાન ધરાવવું, અને જાહેર છાપામાં પોતાનો રકાસ કરવો, એવાં એવાં હુંબગો આજે પુષ્કળ વધી ગયાં છે; અને તેનો દોષ આપણા કેટલાએક છાપાવાળાઓને ઘટે છે, કારણ તેઓ છાપામાં ભરત્યું કરવા માટે જે કાંઇ લખાણ આવે તેની પુરતી તહેકીક કર્યા વગર છાપવાને ચુકતા નથી. સારે નસીબે આપણા ગુજરાતી છાપાએ પોતાની કતારો આવી બાબદો નનામા લેખકો માટે બંધ કીધી છે. કમનસીબે ગુજરાતી વાંચકો માટે ઇરાન સંબંધી ઘણાજ થોડા પુસ્તકો પ્રગટ થયાં છે, જો કે અંગ્રેજી ભાષામાં ઇરાનની આજની સ્થિતી રાજકારોબાર વગેરે વિષય ઉપર સંખ્યાબંધ પુસ્તકો પ્રગટ થાયછે.

આજના ઇરાનમાં સુધારા વધારા એટલી ઝડપથી આગલ વધે છે કે એ મુલક વીશે કાંઈ પણ બાબદ પર લખાયલું પુસ્તક થોડાજ વર્ષમાં પુરાનું (out of date) થઈ જાયછે.

આ નાના પુસ્તકના લખનાર મી૦ કયખુસરો અર્દેશીર ફીટરે ઇરાનમાં મુસાફરી કરી છે, અને "ઇરાન લીગ"ના સેક્રેટરિ તરીકે એવનને આ કદીમ દેશ સંબંધી ઘણીએક તાજી વિગતો ભેગી કરવાની તક મલે છે, જેથી આ નાની ગાઇડ બુકમાં ઇરાનમાં મુસાફરી કરવા ધારતા સાહેબોને ઉપયોગી અને ભરોસેદાર ખબર મલી શકશે. વળી આ નાના પુસ્તકમાં કેટલાક નકશાનો ઉમેરો કરવાથી તેના ઉપયોગી પણામાં મોટો વધારો થયોછે, અને તેને ઘટતું ઉતેજન આપવાની જરૂર છે.

મહેરવાન સોહરાબ ઇરાની,

(લેફ. કરનલ),

આઇ. એમ. એસ.

મુંબઇ, તા૦ ૨૫-૮-૩૧.

MAP OF PERSIA




# ઇરાનનો સૌથી નવો નક્શો (૧૯૩૧).

(આ નક્શામાં ટ્રાન્સ-પરશીયન રેલ્વે ઉત્તર તથા પશ્ચીમમાં કેટલા માઇલ બંધાઇ છે, તે દેખાડયું છે.)

# "ઇરાન-ઇરાક ગાઇડ".



## "ઇરાન" જોવા જવાની પારસી જીજ્ઞાસાના કારણ શું ?



"**ઈરાન**" શબ્દ શાંભળતાંજ એક પારસીના જીગરમાં ચોકસ લાગણીઓ બરપા થાય છે, અને તેનાં કારણો છે. એક કોમની કીંમતી મીરાસ તેની ભૂત કાલની ઝળકતી તવારિખ છે, કે જેનાં જીગર ઉશકેરનારા (inspiring) સફાઓ તે પ્રજાનાં વર્તમાન ઉપર મોટી અસર કરે છે. તેવી તવારિખ ધરાવવા આપણી પારસી કોમ ખચીતજ ભાગ્યશાળી છે. "પારસીઓ,"

"ઇરાન" અને "શાહનામુ" એ એક એવી ઝોરાવર સુંદર સાંકળની ૩ કડીઓ છે, કે જે નથી કદી તુટી શકનાર કે ઝમાનાની ગરદીશથી નાશ પામનાર. તે સાંકળની કડીઓમાંની એક "પારસી કોમ" છે, ત્યારે તે બીજી કડી "ઇરાન" સાથનાં સંબંધ વગર કેમ રહી શકે? તેની સરજત જે ઇરાનની તવારિખની બામદાદથી તેની સાથ સંધાઈ છે તે છેક કયામત સુધી સાથે રહેનાર છે. દુન્યામાં મશહુર થયલી મહાભારત જરથોશ્તી શહેનશાહતો ઇરાનમાં સ્થપાઈ હતી, પાક પેગમ્બર ઝરથુસ્ત્રનો મઝહબ ઇરાનમાંજ કાએઝ થયો હતો, તેને ઇરાનીઓની રહેણી કરણી, ઇરાની નામના, ઇરાની શૂરાતનતા, ઇરાની વફાદારી, ઇરાની પાક દામની, ઇરાની વચન, ઇરાની દબદબો, ઇરાની સુધારા, ઇરાની વિચાર, શખુન અને કાર્યો ઉપર ન ભુસરાય કે દુર કરી શકાય તેવી કાયમની ઉમદા અસર ફેલાવી હતી, અને તે લાભ ભોગવનારા શહેનશાહો, પહેલવાનો, આબેદો, દસ્તુરાન દસ્તુરો, અને તમામ ખાસો-આમ આ "ઇરાન" માદરનાં ફરઝંદો હતાં, જેઓ તે ઝમીન ઉપર ઝમાનાઓ સુધી સુખ અને

આબાદીથી વસ્યાં હતાં; અને તે ફરઝંદોની ઔલાદ તે **આજનાં પારસીઓ** છે. જે ઇરાની લોહીનો સીલસીલો આજે ૧૩૦૦ વર્ષે પણ હિન્દમાં ચાલુ રહયો છે, તે સીલસીલો જે સરજતનાં કાયદે કયામત સુધી જાળવ વાનો છે, તેને જો અહીંની ગરમ હવાથી સુસ્તી લાગી હોય તો તે દુર કરી તેને જોશ આપવા, તેને ફરીથી સજાગૃ કરવા માટે ઇરાન સરઝમીનની યાદ દરેક પારસીનાં જીગરમાં રોશન કરવી જોઇએ છે.

પારસી જરથોસ્તી દીની ભણતરોમાં પણ ઇરાન સરઝમીનની પ્રખ્યાત જગ્યાઓ—બુલંદ પહાડો, મોહો લી નદીઓ, સુંદર સરોવરો અને આબાદ શહેરો, તથા તે ઝમીન ઉપર વસવાત કરી ગયલા નરો અને નારીઓ નીં યાદ માનથી અને અહેશાનથી કરવામાં આવે છે. આ યાદ એક જરથોસ્તી પોતાની રોજીંદી બંદગીમાં, મોટા ભાગે ધર્મની બંદગીની ઝબાન ન સમજી શકવા છતાં, અજાણપણે પણ કર્યો જાય છે!

તો "પારસી" નામ સાથે જોડાયલી સરજતની સાંક ળની એક કડી ઇરાન, જોકે આજે આગલી જાહોજલાલી

ભર્યો મુલ્ક નથી, જો કે તે આગળનો આ જેહાનનો બેહુસ્તનો બગીચો નથી, જો કે તે આગળી દીનબેહ માઝદીયશનીને પાળનારા લોકનાં હાથમાં નથી, છતાં ગોયા એકજ શરિરનાં ભાગ માફક તેની તરફ એક પારસીનો પ્યાર, માન અને પૂંજ્યભાવ કમી ન હોવો જોઇએ, તેનાં કારણો ખુલ્લાં અને કુદરતી છે.

ઈરાન સાથની આપણા કદીમ ઝમાનાની ન તુટે તેવી સાંકળની ૩જી કડી તે "શાહનામુ" છે. જાણીતો હાલનો ઈરાની સ્કોલર અને કવિ "આગા પુરે દાઉદ," જે હાલ આપણા દીની સાહિત્યનો ૧૩૦૦ વર્ષે પેહેલીજવાર ફારસી ઝબાનમાં તરજુમો કરે છે, તે "શાહનામા" બાબે નીચલા યાદગાર સોખનો બયતોમાં કહી જાય છે:—

૧ ઇરાન સરઝમીનનું એક બેમુલ ગઉહર છે, **ફીરદોસી નું શાહનામુ!** એક મહાન બખ્તાવર પુસ્તક છે-**ફીરદોસીનું શાહનામું.**

૨ અગર તું જમશીદની સરઝમીનની જાહોજલાલી ભુલી ગયો હોય, તો તે નામવરોના મુલ્ક વીશે તુને વાકેફ કરશે-**ફીરદોસીનું શાહનામુ.**

૩ જો કે પાક ઝરથુસ્ત્રનાં સ્થાપેલાં આતશકદેહોની ઇરાનમાં હાલ નેશાન નથી, તોબી તેઓની ઘણી મીઠી યાદ આપે છે-**ફીરદોસીનું શાહનામું.**

૪ દારા ને જમ અને કાઉસ ને કયખુસરો આ ફાની જેહાન છોડી ગયા, પણ તેઓની પ્યારી યાદ રાખનાર છે-**ફીરદોસીનું શાહનામું.**

૫ સાસાનયન સલતનતનો અનુશીરવાનનાં વતનનો એક ગંજાવર ખઝાનો બાકી રહયો હોય તો તે છે-**ફીરદોસીનું શાહનામું.**

૬ ગુર્ઝ અને કમંદ, નેજા-તીર અને શમશીરથી કોઈ મુરદામાં પણ જાન પાછો લાવવો હોય તો તે છે-**ફીરદોસીનું શાહનામું.**

ત્યારે પારસી કોમની સરજતની સાંકળની એક કડી "ઇરાન" છે, તો તેને જોવા, તેનાં દર્શન કરવા, આગલી ખુશનુમા મગરૂર યાદોની ત્યાં નેશાનો જોઈ તે ઉપરથી કંઇક inspiration મેળવવા, પાક અવસ્તા માં જણાવેલી જગ્યાઓ-પહાડો, નદી, સરોવરો, કદીમ

શાહેરનાં ખંડયેરો વગેરે આગળથી પસાર થઇ તેની ગંભીરતાથી જ્યારત કરી આવવા કોણ જરથોસ્તી કુદરતી રીતે આતુર ન હોય ! આજે વીસમી સદીમાં, આરામ અને મોજમજાહ વચ્ચે વસેલા પારસીઓને હાલના ઝમાનાની અને તેટલી ઓછી અગવડવાલી રૂઢાએ ઈરાનમાં મુસાફરી કરવા માટેની સગવડ કરી આપવા આપાણી જાણીતી પારસી પહેડી **મેસર્સ જીના એન્ડ કું.** નાં સાહસીક માલેક **મી. જેહાંગીર** પા. કાતગરા એ બીડું ઝડપ્યું છે, અને તેનાં એક પરિણામ તરીકે આ નાની કેતાબ સેવકને લખવાનું સુઝ પડયું છે.

**ઈરાક** પણ આપણા કદીમ ઈરાનનો એક ભાગ હતો, જેમાનાં મદાયન (Ctesiphon) શાહેરમાં આપણા સાસાન્યન શાહેનશાહોનું પાયતખ્ત હતું. તે ઉપરાંત તે મુલ્કમાં પણ ઘણી તવારિખી જગ્યાઓ છે, જે પારસી નજરે જોવા લાયક માલમ પડશે, તેથી આ ગાઈડમાં ઈરાકનાં મુલ્કની જગ્યાઓની પણ ટુંક નોંધો આપવામાં આવી છે.

**કયખુસરો અર્દશીર કોટર,**

કર્તા.

# ઇરાન.



**વીસ્તાર:** ૬,૩૦,૦૦૦ સ્કવેઅર માઇલ છે. ઉત્તરથી દક્ષીણ ૭૦૦ માઇલ, અને પૂર્વથી પક્ષીમ ૯૦૦ માઇલ છે. તે ફ્રાન્સથી ૩ ઘણું મોટું, જરમનીથી બેગણું મોટું તથા યુનાઇટેડ સ્ટેટથી પાંચગણું નાનું છે.

Lat. 25°—46° Long. 44°—63°. 30."

(Sub-tropical country)

**ઈરાનની ઝમીનનાં કુદરતી ૨ ભાગ:**

(૧) મોટો ઉંચો પહાડી મુલ્ક અને તેની ઉપરનાં સપાટ બોહોળાં મેદાનો. આ મેદાનો બે જાતનાં છે:- એક, ખુશનુમાં આબાદ જગ્યાઓ, જેમાં ઇરાનનાં મુખ્ય શહેરો વસાયલાં છે; જ્યારે બીજામાં, મોટા બીયાબાંન રેતાળ રણો. આ આખા પહાડી મુલ્કને "સર્દસીર" કહે છે.

---

(૨) ઉપલા ઉંચા પહાડી મુલ્કને છુટા પાડનાર, તે દર્યાવનાં કિનારા અને પહાડો વચ્ચેનાં સાંકડા મેદાનો—જેમાંનું એક, ઉતર ઈરાનમાં અલબુર્ઝ પહાડ અને કાસ્પીયન સી વચ્ચેનો ભાગ જેની પહોલાઈ ૨૦ થી ૬૦ માઈલ સુધી છે. બીજું, ઈરાની અખાત અને પહાડી મુલ્ક વચ્ચેનો ભાગ. આ ભાગની સરેરાસ પહોળાઈ ૪૦ માઈલની છે, જેનો ખ્યાલ મુંબઈ ઈલાકાનાં દર્યાવનાં કીનારા અને પક્ષીમ ઘાટ વચ્ચેની સપાટ ઝમીન ઉપરથી મળી શકે છે, આવા ભાગને "ગર્મસીર" નામથી ઓળખવામાં આવે છે.

**પહાડી મુલ્ક તે ખરૂં ઈરાન છે:** ઇરાનની ઝળકતી તવારિખમાં બનેલા મહાન બનાવો અને તેમાં દર્શાવેલી જગ્યાઓ આ પહાડી મુલ્કમાં છે. આ પહાડી (plateau) મુલ્કની સામાન્ય ઉંચાઇ દર્યાની સપાટીથી ૩૦૦૦ થી છેક ૬૦૦૦ ફીટની ઉંચાઈની છે. વળી આ ઉંચાઈ છતાં તેની ઉપરથી બીજા ઉંચા બુલંદ પહાડો

ની હાર ઉપર હાર પસાર થાય છે, જે ઉતર-પક્ષીમથી દક્ષીણ-પુર્વ તરફ લંબાતી જાય છે, તેથી તે મુલ્કનાં રસ્તા પહાડોની ખીણમાંથી તે દીસામાં પસાર થાય છે.

**વર્સાદ:** આ મુલ્ક Temperate Zone માં આવ્યો હોવાથી ત્યાં વર્સાદ કમ છે. આ પહાડી મુલ્કમાં આખા વર્ષમાં એવરેજ વર્સાદ ૭-૮ ઈંચ પડે છે. આમ થવાનું કારણ ઉપરનાં પહાડી મેદાનો ઉપર નાં ઉંચા પહાડોને સબબે વર્સાદનાં વાંદળા તે પહાડો પસાર થવા નથી દેતાં તેને લીધે છે. પણ કમ વર્સાદ નો ખંગ શીયાળામાં ભરપુર બર્ફ પડી પુરતી રીતે વાલી આપે છે. વર્સાદનું પાણી લોકો તાંકાઓમાં ભરી રાખે છે; યાતો કુવાઓ ભરાય છે. પણ તેટલું પાણી આખા વર્ષ માટે પુરતું હોતું નથી, તેથી ઝમીનનાં ભીતરમાં નેહેર ખોડી શહેરોને પાણી પુરૂં પાડવામાં આવે છે. કેટલાક માઈલો દુરથી પહાડોની ટળેટીએ કુવો ખોડી,

તેથી કેટલાક ફીટ અંતરે બીજો કુવો ખોડી, પહેલા કુવા સાથ અંદરથી સંબંધ રાખે છે, અને તેમ કરી કુવાઓ ખોડતા ખોડતા પાણીને દુર સુધી લઈ જવાય છે. આવી રૂઢીને "કનાટ" અથવા "કારેઝ" કહેછે. આવી રીતે પાણી શહેરમાં લાવવાની રૂઢી છેક સાસાન્યન ઝમાનાની છે. ખેતીવાડીનો આધાર પણ આ રૂઢીનાં લાવેલાં પાણી ઉપર હોય છે. કેટલીકવાર વેપારીઓ કંપની બનાવી આવી "કારેઝ" બનાવી પાણી ખેડુતોને વેચી સારો નફો મેલવે છે. હાલની રૂઢીએ "બોરીંગ" કીધેલા કુવાઓ તથા "આરટેઝન વેલ" ખોડવા માટે જો એક ધરખમ કંપની ઇરાનમાં ઉભી થાય તો તેથી જેમ દેશની આબાદી વધે તેમ તે કંપની ઘણો સારો નફો પેદા કરે. કેટલાક પહાડો ઉપર તો આંખુ વર્ષ બર્ફ જામેલું માલમ પડે છે, જે આસ પાસની ખીણોમાં વસેલા શહેરો અને ગામડાઓને બારે માસ ઠંડુ પાણી પુરૂં પાડવાનાં ગોયા reservoir

ની ગરજ સારે છે. ઇરાનમાં નદીઓ થોડી વહે છે, તેથી ઘાસ-ચારો કમ હોય છે. પણ ફળ-ફળાદી પુષ્કળ પાકે છે, એવી તે ઝમીનની ખુબી છે. વળી વર્ષાદ કમ હોવાથી વાદળા ઘણા દીસ્તાં નથી, અને લગભગ બારે માસ ખુરશેદનું તડકું મલી શકે છે, જેથી સખત શીયાળામાં તડકાથી ઘણી રાહત અને આસુદગી મળે છે.

**આબો હવા:** (climate) ઉનાળામાં બપોરનાં તાપ લાગે છે, જ્યારે શીયાળામાં સખત ઠંડી પડે છે. પણ ઉંચા પહાડો તથા ખુલ્લા રેતાળ મેદાનોને સબએ હવાપાણી બહુ તરો-તાઝગી આપનાર છે. હવા ભીનાશ વગરની બહુ સુકી છે, જે ઈનશાન જાતની તંદુરસ્તીને બહુ અનુકુલ થઈ પડે છે. અને તેથી છાતીનાં દર્દો વગેરે કવચીતજ થાય છે. હજારો વર્ષ ઉપરની ઈરાનની જાહોજલાલી બતાવનારાં ખંડયરો (ruins) જે અત્યાર સુધી ત્યાં તતાર ઉભાં છે, તે આ

સુકી આબો હવાને આભારી છે. તેમજ દુન્યા ધુજાવનાર મહાન ઈરાની શહેનશાહાતો સ્થાપનારાઓ, શહેનશાહો, લડવૈયાઓ, દહાડા પુરૂષો વગેરેનાં જોશ, જોમ, હિંમત, અને ઉંચ મગઝ શકિત પણ આ સુકી આબો હવાને સીધા આભારી હતાં. ઈરાન્યન સુધારા અને નામદારીનું પાલણું (crade of Iranian civilization) આ ઉંચા મુલ્કના ફાર્સ પ્રાંતમાં (ફાર્સીસ્તાન) હતું, જે સુધારાની અસરો આજે આપણા હાલનાં પશ્ચીમનાં સુધારામાં કેટલેજ દરજજે છુપાયલી અને કંઈક અંશે ખુલ્લી જોઈ શકયે છીએ.

સામાન્ય રીતે બોલતાં શીયાળો ઉતર ઈરાનમાં વધુ સખત અને લંબાયલો રહેછે, દાખલા તરીકે તેહરાન, તબ્રીઝ, ઝનજાન, મશહેદ વગેરે જગ્યાઓમાં. જ્યારે મધ્ય અને દક્ષીણ ઈરાનમાં તે થોડો સખત અને સાધારણ મુદત સુધી જણાય છે. તેવી જગ્યાઓમાં શીરાઝ, યઝદ, કેરમાન, બમ, વગેરે જગ્યા સમાઈ જાય.

છે. વળી કેટલાંક શહેરો જે દર્યાની સપાતીથી હઝારો ફીટ ઉંચા હોવાથી, તેમાં ઉનાળો ખુશનુમા અને ઠંડો તથા શીયાળો વધુ સખત જાય છે; દાખલા તરીકે હુમાદાન ૬,૦૦૦ ફીટ (અસલનું ચુનાની "એકબાતા" જે અવસ્તાનું "હગમતન" અને, ઈરાની શાહેનશાહોની ગરમીની મોસમનું પાયતખ્ત હતું) અને ઈસ્ફાન ૫૦૦૦ ફીટ.

**રૂતુ:** (seasons) ૧. **વસંત રૂતું** (ફસ્લે બાહાર) જે માર્ચ થી મે સુધીમાં છે. તે બહુ ખુશનુમાં છે. ઈરાનનાં બીયાબાન દેખાતા પહાડો આ રૂતુમાં અનેક તરેહનાં સુંગધી પુલો તથા છોડવાઓથી ભરપુર બની જઈ તમામ હવાને તરોતાઝગીભરી બનાવી આદમ જાતને લહેરી, જવાન અને જવાનીનાં જોશ અને જોમ ભર્યો બનાવે છે. આ હિંગામે "જમશીદી નવરૂઝ" નો તેહવાર પડતો હોવાથી, કુદરતી રીતે તે ભારે ઉલત

અને ધામધુમથી પાળવાની માણસ જાતને ઇચ્છા થાય છે. વળી આ મોસમમાં શીયાલાનું બર્ફ પીગલવા માંડે છે, જેથી ઠંડા મીઠા તંદરોસ્તી બક્ષનાર પાણીનાં ચશમા કે ઝરા ડારેઠાર વહેતા માલમ પડે છે.

૨. **ઉનાળો:** જુનથી ઓગસ્ત સુધી હોય છે, જે વેળા ધુલનાં તોફાન થાય છે. અને દિવસે તાપ પડે છે, પણ સાંજથી ખુશાનમાં ઠંડી લેહેકી ફુંકવા માંડે છે, જે આખી રાત ચાલુ રહે છે. આ રૂતુને ફારસીમાં "તાબેસ્તાન" કહે છે. આ રૂતુમાં લોક ઘણુંખરૂં શાહેર બાહેરનાં ખુશાનમાં ફ્રુટનાં બગીચાઓમાં જઈ રહે છે, જ્યાં વહેતા પાણીનાં ચશમાં તેમજ ઝાડપાણની બલીયારીને સબબે ઠંડક રહેછે. ઘણું ખરૂ દરેક શાહેરની બાહેર તેવા બગીચા હોય છે, યાતો થોડેક દુરનાં ગામો હોય છે. દાખલા તરીકે તહેરાનથી ૬-૭ માઈલ દુર "શમીરાન," "ગુલહક" વગેરે ખુશનુમાં ગામડાઓ અલબુર્ઝ પહાડનાં નરમ ઢળાવ ઉપર છે, તેજ

---

જીના કું. એક પારસી સાહસ છે.

પ્રમાણે યઝદ શહેરથી થોડે દુર પહાડોને મઠાળે "દેહ બાલા" નામની જગ્યા છે, તથા હમાદાન શહેરની પડોશમાં "કુહે અલવંદ" (mount Arontes) નો બેહદ ખુશનમાં ઢળાવ છે.

૩. **પાનખર રૂતુ:** યાને ફારસીમાં "પાઈઝ" (Autumn) છે, જે સપટેમ્બરથી નવેમ્બર સુધી હોય છે. આ રૂતું વસંત રૂતુની માફક ગુજારી શકાય છે. વસંત રૂતુમાં શીળાયાનો છેડો આવેછે, જ્યારે આ પાનખરમાં શીયાળાની શરૂઆત થાય છે, તેથી ઠંડો પવન ફુંકવા માંડે છે. અને ધીમે ધીમે વર્ષાદ પણ પડવા માંડે છે, મુસાફરોને આ મોસમમાં મુસાફરી કરવી ઈચ્છા જોગ થઈ પડશે. અલબત વસંત રૂતુની સૌથી સલાહકારક મુસાફરી કહી શકાય.

૪. શીયાળો (winter) યાને "ઝમેસ્તાન," જે ડીસેમ્બરથી ફેબરવારી સુધી છે, તે અઈયામમાં બર્ફ

પડી, પહાડો, જંગલો, બીયાબાનો અને શહેરોમાં સુફેદ ચાદર ગોયા પાંથરે છે. વળી તે હિંગામમાં વર્ષાદ પણ પડે છે, જે આગળ કહ્યું તેમ ફકત ૭-૮ ઈંચ જેટલો હોય છે. દાદાર અહુરમઝદનું નુર ખુરશેદ, આવા સખત શીયાળામાં પણ કુલ ઈરાન સરઝમીન ઉપર પ્રકાશમંદ થઈ, ગરમી આપી શીયાળાની અગવડ અને શખ્તી કંઈક દુર કરી, કુલ ઈરાનીયનોને ખુશાહાલી બક્ષે છે. વર્ષાદ કરતાં બર્ફનું પીગળતું પાણી ખેતી વાડીને આખું વર્ષ ઝીયાદા ફાયદો કરે છે. આ રૂતુમાં ઈરાનનાં પહાડી "પાસો" (કોટલ) ઘણાખરા બર્ફથી ભરાઈ જવાને સબબે મુસાફરી કરવી મુશકિલ થઈ પડે છે.

## પારસીઓને બરની આબોહવા.

સામતી રીતે જોતાં, ઈરાન દેશની આબોહવા, હિંદની ગરમ રૂતુમાં વસેલા, જેથી શારિરીક બંધારણમાં નબળા પડેલા અને તેથી અનેક દુ:ખ દર્દના ભોગ

બનેલા એવા પારસીઓને ખચીતજ નવુ જોશ, જોમ, હિંમત, ઉલ્લત, મગજ શકિતની મજબુતી અને ખુદા-તાલાએ બક્ષેલી આ જીંદગીની તમામ ખુશહાલીઓ અને ન્યામતો ખરા બહારમાં ભોગવવાને શકિતવાન બનાવે તેવી અનુકુલ છે.

## મુંબઈનાં તબીયતે નબળા પારસીઓ.

હવામાં જરાક ફેરફાર થતાંજ સરદી, સલેખમ કે ખાંસીની ફર્યાદ ઉઠાવતા મુંબઈનાં પારસીઓને ઇરાનની આબોહવા તે ફર્યાદ સદાની ભુલાવી દેય તેવી છે. તેજ પ્રમાણે મુંબઇની સર્દ ઝેરી ગટરવાલી હવામાં રહી છાતીનાં અનેક દર્દોનાં ભોગ બનેલાઓને, ખાસ કરીને ખહીના ઝાલીમ મર્ઝનાં ભોગ બનેલાઓ માટે, ઇરાનની બહુ સુકી હવા ખાસ ભલામણ કરવા લાયક છે. સેવકની જાણમાં એવા કેસો આવ્યા છે કે જેમાં ખહીમાં સપડાયલા જેઓ હિન્દથી ઈરાન જઇ

વસ્યા હતા, તેઓ તદ્દન સારા થઈ ગયા હતાં. હું તો હિંમતથી કહી શકું કે જો નજીકનાં ભવિષ્યમાં કોઈ સાહસીક જરથોસ્તી ડોકટર ઈરાનમાં શીરાઝ નજીક એકાદ ખહીનાં દર્દીઓનું સેનેટોરિયમ કાઢે, તો તે કોમની મોટી સેવા બજાવી પોતે સારૂં નાણું પેદા કરી શકે. પણ કમનસીબે હાલમાં કેળવાયલા પારસી તબીબોની નજર એટલી ટુંકી છે કે તેઓ ચોકસ માઈલનાં વિસ્તારની બાહેર જોઈ શકતાજ નથી. ગરમ મુલ્કોનાં દર્દો ઘણા થોડા પ્રમાણમાં ઈરાનમાં જણાયછે. મેલેરિયા ઈરાનનાં ઉંચાં મુલ્કોમાં મુદલ નથી, પણ તે ફકત કેસ્પીયન સમુદ્ર (દર્યાએ કલઝુમ) ની અતરાફનાં ભીણાશ વાળા જંગલોનાં ભાગોમાં જણાયો છે. મરકી કે કોલેરા ઇરાન દેશનાં રહીશ નથી, જોકે કોઈ કોઈ વાર તેઓ પારકા દેશથી પરોણા તરીકે ઉતરી પડે છે, પણ તેને તેમ થતા અટકાવવા માટે ઈરાની સરકાર હવે બહુ ચોંપદાર બની ગઈ છે. ઈરાનનાં પહાડી મુલ્કમાં "લુ" લાગવાનાં બનાવો કવચીતજ બને છે.

શારિરીક તંદોરોસ્તીની બાબદમાં અને મગજ શકિતની તરો તાઝગી બાબતમાં પરવરદીગારની આટલી બધી રહેમ ઈરાન ઉપર છે છતાં, દલગીરી સાથ લખવું પડેછે કે ઇરાનનાં રહિશોની સુખ-શાંતીનાં નીયમો જાળવવાની બેદરકારી કે અજ્ઞાનતાં અફસોસકારક છે. પાણીની સ્વચ્છતા જાળવવાનાં અને તેનો ભલો ઉપયોગ કરવા બાબેનાં કદીમ ઈરાનમાં વંદીદાદનાં જે ઉમદા, ફાયદેમંદ કાયદાઓ, જે સખતાઇથી અમલમાં મુકાતા હુતા, તે ફરીથી હાલનાં ઈરાનમાં ચાલુ કરવાની બહુ જરૂર જણાય છે.

## ઈરાનની આબો હવાની ઇગ્લાંડ સાથ સરખામણી.

ઈરાની મુસલમાન કોમનાં એક મલેક-ઉત-તુજ્જાર ગ્રહસ્થે એક વાર બહુ અફસોસ કર્યો હતો કે પારસી શેઠયાઓ, જેઓ તબીયતનાં સુધારા માટે જરાજરામાં

યુરોપ દોડી જાય છે, તેઓ શા માટે ઇરાન જઈ તબીયત સુધારી આવતા નથી. ઇંગ્લાંડમાં ચાલુ ધુમસ, સરદી, અને આસમાન વાદળાવાળું રહે છે, અને અનેકવાર દિવસો દલ દેખાય છે, જ્યારે તેથી ઉલટું ઈરાનમાં ૪ રૂતુઓ વખતસર નીયમીત હોય છે, અને આસમાન આખું વર્ષ ઝળકાતમંદ બ્લુ વાદલાં વગરનું, તથા હવા તદન સુકી અને ચોખી હોય છે. આવી સરખામણી કરી તેવણ બોલ્યા હતા કે બેમાંથી કયો મુલ્ક તબીયત નાં સુધારા અર્થે બેહતર થઇ પડે કે તે શીખેલા, ભણેલા પારસીઓ સરખાંમણી કરી શકતાજ નથી !

## મોટા યુરોપ્યનોનું મત વાંચો.

"I have no time to speak of the attractions of Shiraz, Ispahan and Tehran; but I say with out hesitation whatsoever, that when Persia becomes connected by rail with Europe, and thus made familiar to Western people, it will

be a **more popular resort** for health, for pleasure and for sport than Egypt or Morocco, and vie with Reviera, as a change of climate."

[Lt-Col. Walters, in "Persia & its People and their Language" p. 25—Persia Society's Publication.]

યાને—શીરાઝ, ઈસ્ફાહાન અને તેહરાનનાં ખેંચાણો બાબે મારે બોલવાનો હાલ વખત હાથમાં નથી, પણ કાંઈપણ અચકાત વગર હું કહુછું કે જ્યારે ઈરાન, યુરોપ સાથ રેલવેનાં વહેવારથી જોડાશે, અને તેથી કરીને પશ્ચીમની પ્રજાઓમાં જાણીતું થશે, ત્યારે ઈજીપ્ત કે મોરક્કો કરતાં તંદુરસ્તી મેળવવાનાં, મોજ મજાહ અને સ્પોર્ટ ભોગવવાનાં મથક તરીકે વધુ લોકપ્રીય થઈ પડશે, અને હવા ફેરબદલ કરવાનાં "રીવીએરા" નાં મથક સામે હરીફાઈ કરશે."

(લેફ્ કરનલ વોલતર્સ "ઈરાન., ત્યાંના લોક અને તેઓની ભાષા" નામનું પર્સીયા સોસાયટીનું ચોપાન્યુ, પા. ૨૫.)

"The clear bright sun-shine and the exhilarating pure air, make the climate of the Persian plateau a very fine one."–**Dr. A. R. Neligan,** M. D., M. R. C. G. in "Hints for Residents & Travellers in Persia" p. 7.



**જીંદગીના વીમાનું પ્રીમીયમ:** ઉપલું લખનાર ડો. નેલીગન, પોતાની કેતાબમાં પા. ૮ માં જણાવે છે કે કેટલી વીમા કંપનીઓ અજ્ઞાનપણામાં:—

૧ ઈરાનને Tropical country ગણે છે, તથા

૨ ઈરાનને અશાંત પ્રકૃતીના લોકનો દેશ ગણી, પરદેશીઓની જીંદગીને જોખમભર્યો માને છે.

આ બંને વાંધા તદ્દન પાયા વગરનાં છે, એમ ઈરાનનાં મામલાથી માહીતગાર અને ત્યાં વસ્વાત કરી રહેલા પરદેશીઓ જણાવે છે. ઈરાનની climate, temperate છે, તથા યુરોપ્યન કે પરદેશીઓ સાથ ઈરાનીઓ બહુ માન અને ભાઈચારાથી વસે છે. કે જેથી ઉલટું ચીનમાં માલમ પડે છે. વળી ઈરાનમાં મોટા રેલવે એકસીડન્ટો, કે ખાણુની હોનારતો, કે ઘરો બળી જવાની ધાસ્તી, કે મોટોરનાં ગંભીર અકસમાતો થવાનાં સંભવ તદ્દન અસાધારણ છે, માટે વીમા કંપની જો ઈરાન જતા મુસાફ્રર પાસે તેની પોલીસી ઉપર extra પ્રીમીયમ માંગે તો તે ગેરઈનશાફ્રીભર્યુ થઈ પડે અને તે ન આપવું જોઈએ.

——:o:——

**પહાડો :** આખા ઈરાનનો મુલ્ક પહાડી છે. તેનાં મુખ્ય પહાડો નીચે મુજબ છે :—

૧. **અલબુર્ઝ કુહ :** આ પહાડને આપણા અવસ્તાનાં ભણુતરોમાં "હુરબરેઝઈતી" તરીકે ઓળખવામાં

આવ્યો છે. આ પહાડ ઉતર ઈરાનમાં લગભગ ૫૦૦ માઈલ લંબાયો છે, જેની પેલેપાર કાસ્પીયન સમુદ્ર છે. કેટલાકો આ પહાડને છેક કોકેસસ પહાડથી શરૂ થયલો પામીર સુધી યાને છેક હિન્દની સરહદ સુધી લંબાયલો ગણેછે. આ પહાડની ઉંચી ટોંચ "દેમાવંદ કુહ" છે, જે ૧૯,૪૬૪ ફીટ ઉંચી છે. તે તેહરાનથી ફકટ ૪૦ માઈલ દુર ઉતર–પુર્વ ખુણામાં જણાય છે.

૨. **ઝારગોસ કુહ**: આ પહાડો બખ્તયારી તાયફાનાં મુલ્કમાં હોવાથી કેટલાકો તેને બખ્તયારી પહાડો તરીકે ઓળખાવે છે. ઈરાનનાં પશ્ચીમ ભાગમાં ઉતર–પશ્ચીમથી દક્ષીણ–પુર્વ તરફ લંબાયલા છે, આ પહાડોની કેટલીક ટોંચ ૧૫,૦૦૦ ફીટ ઉંચી છે, જેવીકે "કુહે દીનાર" જે શીરાઝ છોડી ઈસ્ફાન જતાં રસ્તામાં દાબી બાજુએ દીસે છે.

૩. કુહે અલવંદ: (યાને ગ્રીક લોકોનો Mount Orantes) આ પહાડોની હાર કદીમ "એકબાતાનાં"

જે હાલનું હમદાન શહેર છે તેની પડોશમાં છે, જે છેક ઇરાનની પશ્ચીમ સરહદ સુધી લંબાયા છે, જેની એક ટોચ ૧૦,૦૦૦ ફીટ ઉંચી છે.

૪. કૉકેસસ: ઈરાનનાં છેક ઉતર–પશ્ચીમ ખુણામાં આઝરબાઈજાન પ્રાંતમાં આવેલો છે, અને તવારિખમ "કુહે કાફ" તરીકે મશહુર થયલો છે.

આ સર્વ પહાડોમાં ખનીજ પદાર્થોનો ગંજ બેહદ છુપાયલો છે, પણ હજી તેનો ઉપયોગ થયો નથી. ખોરાશાન અને આઝરબાઈજાનમાં ધર્તીકંપે ઘણીક વાર ભારે નુકશાન કર્યાં છે.

———:0:———

**બંદરો: ઇરાની અખાતમાં**—હોરમઝદ, લીંગા, ગોમ્બ્રુન, બંદર અબાસ, બુશાયર, માહમેરા, અને નવું બંધાતું બારૂ બંદર "શાહપુર" છે. કાસ્પીયન સમુદ્ર માં—બંદર પહેલવી (અગાઉનું "એનઝેલી") રેશ્ત,

અંદર ગઝ, આસ્ત્રા, અને બાલક્રુસ છે. અરબી સમુદ્ર ઉપર—જાસ્ક, ચારબર, અને ગ્વાદર છે.

——:o:——

**નદીઓ :** ઇરાનનો મુલ્ક પહાડી હોવાને સબબે ત્યાં નદીઓ છે, પણ તે નાની નાની છે, જ્યારે નાળાઓ બે શુમાર છે. કમનશીબે આ નદી-નાળાઓ ઇરાનમાં આવેલાં બે મોટા રેતાળ રણો—"દેશ્તે-કવીર" અને "દેશ્તે-લૂત" માં વહી જઈ બરબાદ થઇ જાય છે. મુખ્ય મોટી નદી "કાહરૂન" છે, જેમાં કેટલાક માઇલો સુધી સ્ટીમરો પણ જઈ શકે છે. (navigable) આ નદી ઇરાનની પશ્ચીમ તરફની ઇરાકને છુટી પાડનારી સરહદ ગણાય છે. તે ઝારગોસ પહાડોમાંથી નીકળીને સેંકડો માઇલો સુધીનાં મુલ્કોને આબાદ કરી ઇરાની અખાતમાં જઈ મળે છે. ઇરાનની એક પુરી navigable river આ છે. બીજી મુખ્ય નદીઓમાં—પોલવાર, ઝયન્દે રૂદ, ખુર, એકર્ક્ષીસ, સુફીદ રૂદ, હેરમંદ અને શાહપુર નદી છે.

કારણ ઝળકતી જરથોસ્તી શહેનશાહતો તે ભૂમી ઉપર સ્થાપન થઈ હતી.

**સરોવર:** ૧. **ઊરૂમીયા** (અવસ્તાનો "ચયેચસ્ત") અથવા "દર્યાએ શાહી" છે, જે ૮૦ માઈલ લાંબો અને ૨૫ માઈલ પહોળો છે. તે ખારા પાણીનો છે, જેમાંથી પુષ્કલ ખારને લીધે મછી મળી શકતી નથી. તે આઝરબાઇજાનમાં આપેલો છે. આપણા જરથોસ્તી દીની સાહિત્યમાં તેને માનથી યાદ કરવામાં આવ્યો છે.

૨. **નીરીઝ**: (બાખ્તેગાન) ફાર્સ પ્રાંતમાં આવ્યો છે, જે ૫૦×૫ માઈલ છે, જેમાં પોલવર અને બંદે મીર નદીઓ ખાલી થાય છે.

૩. **દર્યાએ નિમક**: તેહરાન નજીક આવ્યો છે, જે ૧૫ માઇલ લાંબો અને ૩ માઈલ પહોળો છે.

૪. **હામુન**: સીસ્તાનમાં આવ્યો છે. એ ઉપરાંત બીજા નાના સરોવરો પણ છે.

———:o:———

**દર્યાવો:** ઈરાનની સરહદની ૩ બાજુએ જાણીતા દર્યાવો છે: જેમાં ઉતરમાં કાસ્પીયન સી (દર્યાએ કલઝુમ,

---

**ઈરાન ભુમી ઉપર આપણા પેગમબર ઝરાથુસ્ત્રે પોતાની દીન ફાએઝ કરી હતી.**

તથા અવસ્તાનો "વોરૂકસ.") પશ્ચીમમાં ઈરાની અખાત (ખલીજે ઈરાન) અને દક્ષીણમાં મકરાન આગળ અરબી સમુદ્ર (દર્યાએ ખીઝર) છે.

☞ અરબી સમુદ્ર (દર્યાએ ખીઝર) અને ઈરાની અખાત ઉપરનાં કેટલાંક બંદરો ઉપરથી ઈમપીરિયલ એરવેઝ નો યુરોપ જતો એર-મેલ થોભીને જાય છે, જેવાંકે જાસ્ક, બુશાયર અને લીંગા.

—:o:—

**વસ્તી :** જરથોસ્તી શહેનશાહાત વખતે લગભગ ૪ કરોડ માણસની વસ્તી કહેવાય છે. ત્યારપછી આ ભુમી ઉપર મોંગલો, તારતરો, તુર્કીઓ, અફગાનો વગેરેનાં નાશકારક હુમલાઓને સબબે વસ્તી બહુ કમી થઇ ગઈ છે, અને આજે તે ફકટ ૧ કરોડ ૫૦ લાખ ઉપર આવી અટકી છે, જેમાંનાં લગભગ ૪૦ લાખ તાયફાવાલા લોક તો એક જગ્યે ઠરી ઠામ ન રહેતાં migratory છે. ઠંડીની રૂતુમાં ખીણમાં જઇ વસેછે અને ગરમીમાં પહાડોનાં મઠાળા ઉપર જાય છે.

બાકીની વસ્તી શહેરો અને ગામડામાં ઠરીઠામ છે. સરહદ ઉપરનાં પ્રાંતોની વસ્તીમાં ચોખ્ખુ ઈરાની લોહી નથી, જ્યારે લુરીસ્તાન, બખ્તયારીઓનો મુલ્ક, ફારસ, કેરમાન વગેરે ઈરાનના મુલ્કનાં ભીતરનાં પ્રાંતોમાં ભેલસેલ વગરનું આર્યન ઈરાની લોહી રહયું છે. વસ્તીમાં મોટો ભાગ મુસલમાનો છે, જેમાં અરબો, તર્કો પણ છે; તે ઉપરાંત ૪૫,૦૦૦ આરમીન્યનો, ૨૫,૦૦૦ નેસ્ટોરિયનો, ૨૫,૦૦૦ યાહુદિયો તથા ૧૨,૦૦૦ જરથોસ્તીઓ છે.

—:o:—

**ધર્મ**—આજનો ઇરાની સરકારનો ધર્મ શીયા પંથનો ઈસ્લામ છે, જે પ્રજાનો મુખ્ય ભાગ પાલે છે; તે ઉપરાંત સુની મુસલમાનો પણ છે. કદીમ વખતમાં આખો દેશ જરથોસ્તી દીન પાલતો હતો, પણ સાસાન્યન વંશનો નાશ ઈ. સ. ૬૪૦ માં અરબોને હાથ થવા પછી ત્યાં રાજનો મઝહબ ઈસ્લામ થયો હતો. તે ઉપરાંત આજનાં ઇરાનમાં બહાઈ, અને બાબી

પંથનાં માનનારાઓની સંખ્યા લાખો ઉપર ગઇ છે. આરમીન્યનો ખ્રીસ્તી મઝહબ પાળે છે. જરથોસ્તી દીન પાલનારાઓ સૌથી ઓછા છે. પણ હાલની ઇરાનની નેશનેલીસ્ટ જાગૃતિને લીધે ઇરાની પ્રજામાં પોતાનાં કદીમ ન્યાગાનોનાં સુધારા અને દીન-ધર્મ માટે જાણવાનું, અને તેમાં જે ઉમદા તત્વ હોય તે ગ્રહણ કરવાની લાગણી વધુને વધુ પ્રમાણમાં ખુલ્લી નજરે પડતી જણાય છે, તે ઉપરથી માનવાને કારણ મળે છે, કે પેગમ્બર ઝરથુસ્ત્રનાં શીક્ષણોને માન આપનારાઓની સંખ્યા ભવિષ્યનાં ઇરાનમાં હાલ કરતાં ઘણી વધી જવાનો સંભવ છે. ઇરાનીઓ દીન-ધર્મની વાતો કરતાં, પોતાનું પ્રજાકીયપણું nationalism કેમ વધુ ખીલવવું અને દેશમાં વસ્તી જુદા જુદા મઝહબ પાલતી પ્રજાને કેમ એકત્ર કરવી તે બાબત વધુ અગત્યની માને છે.

—:o:—

**ભાષા:** વસ્તીનો મુખ્ય ભાગ ફારસી ઝબાન બોલેછે. ઉતર ઇરાનનાં ભાગમાં તુર્કી ઝબાન ચાલેછે, ખાસ કરીને

આઝરબાઈજાનમાં. કુર્દીસ તાયફાઓ પોતાની કુર્દી ઝબાન બોલેછે જે પહેલવીમાંથી ઉતરી આવેલી મનાય છે; જ્યારે જરથોસ્તીઓ "દરી" ઝબાન બોલે છે, જે પણ કદીમ ઇરાની ઝબાનમાંથી નીકળેલી છે. કેટલાક તાયફાઓમાં બગડેલી સ્થિતીમાં અરેબીક પણ ચાલુ છે. હાલની ફારસી ભાષામાં ભારોભાર અરેબીક બોલો ગુસી ગયા છે, જેથી જે ચોખ્ખી ફારસી ઝબાન ફીરદોસીએ શાહનાંમામાં લખી છે, તે હાલની ફારસી ભાષામાં મલવી મુશ્કેલ છે, જોકે હાલ "ઈરાનીઝમ" ની ચલવલને સબબે ફારસી ભાષામાં જે પણ પરદેશી તત્વ-જે મુખ્ય કરી અરેબીક છે-તેને દુર કરી તેની જગ્યે પહેલવી ઝબાનમાંથી નીકળેલા શબ્દો મુકવાની કોશેશ શરૂ થઇ છે. હાલની ફારસી ભાષામાં પરદેશી તત્વ ઘણું હોવાથીજ ઇરાની-મુસલમાનો જરથોસ્તીઓની સ્વદેશી ભાષા જે "દરી" છે તે સમજી શકતા નથી. હાલની ફારસી ભાષામાં સંપુર્ણ કાબુ ધરાવવા માટે

એક અભ્યાસીને અરેબીક શીખવાની ફરજ પડે છે. આપણે હાલ જે ગુજરાતી ઝબાન બોલ્યે છીએ, તેમાં લગભગ ૩૦ ટકા જેટલા શબ્દો ફારસી ભાષાનાં, કાં તો તદ્દન ચોખ્ખા યા તો ભેળસેલ સ્થિતીમાં વાપર્યે છીએ, તેથી એક પારસીને ફારસી ભાષાનું વહેવારૂ જ્ઞાન મેલવતા ઝાઝી મુશકેલી ખમવી પડતી નથી.

યુરોપ્યન ભાષા જે ઈરાનમાં બોલાય છે, તેમાં મુખ્ય કરી ફ્રેન્ચ છે, જે તેહરાનમાં કેળવાયલા વર્ગમાં અને સરકારી અમલદારોમાં બોલાય છે. ત્યારપછી ઇંગ્રેજી ઝબાન છે, જે દક્ષીણ અને મધ્ય ઈરાનમાં વધુ બોલાય છે, જો કે સરકારી અમલદાર વર્ગ ફ્રેન્ચ વધુ પસંદ કરે છે. રશીયન અને જરમન ભાષા ઉતર ઈરાનમાં કંઈક બોલાય છે.

——:o:——

**ઈરાની ખાસીયત:** એક પ્રજા પોતાનો મઝહબ બદલે છે ત્યારે તેની ચોકસ ખાસીયત પણ બદલાય

"તખ્તે જમશીદ" નાં મહાભારત મહેલો.



ઝર્કશીશનાં "ચેહેલ મીનાર" નું ખંડેર.

છે. કારણ કે કોઇએક બાબતમાં એક મઝહબે ચોકસ ચીઝ સંબંધમાં સદંતર મનાઇ હોય કરેલી હોય છે, ત્યારે બીજામાં તેમ હોતું નથી. ઈરાનમાં જરથોસ્તી દીન પળાતી હતી ત્યારે ઝમીનને ખેડવાનું કામ જરથોસ્તી ધર્મની તરીકત મુજબનું અને ઘણુંજ સવાબી ગણાતું હતું; અને ખેડુત ઉપર દાદર અહુર મઝદનાં આશીશ ઉતરતા હતા એમ મનાતું હતુ. ત્યારપછી ઈરાને ઇસ્લામ અખ્તયાર કર્યો, ત્યારે ઝમીનની ખેતી બાબે ખાસ કોઈ ધાર્મિક ફરમાન ન હોવાથી, અને તેઓની મુખ્ય માન્યતા "કીસ્મત" ઉપર ચોંટ્ વાથી, ઈરાનીઓએ ખેતીવાડી, તથા નેહેરની ખીલવણી ઉપર પુરતું ધ્યાન ન આપ્યું અને પરિણામમાં ઇરાન, એક વારનો બેહીસ્તનો બગીચો, આજે વયરાન મુલ્ક થઈ પડયો છે. તોપણ હાલનાં ઇરાનનાં વતનીઓમાં હજી પણ કેટલીક કદીમ ખાસ્યતો રહેલી માલમ પડે છે. એક ઈરાની કુદરતી રીતે ચંચલ, પુરતી રીતભાતવાળો, ઉદારતાથી પરોણાગત કરનારો, મોજીલો, નકલ કરવામાં

બહાદર, સાહિત્યનો શોકીન, ફુલનો પરેસ્તાર, બચ્ચાં-છોકરાની સોબતનો તલબગાર, ઘણો ખરો સુલેહને ચાહનાર, હોય છે; જ્યારે તેની ખામીમાં કામકાજમાં ઢીલ કરનારો, સચ્ચાઈ બોલવા માટે બેપરવાહ, તથા વખતની ખરી કીમત કરવામાં ખામી ભર્યો છે. ઈરાનમાં વસ્તા જરથોસ્તીઓ અલબત સરખામણીમાં ઉદ્યોગી, તથા કરકસરવાલા માલમ પડયા છે.



મહાન શહેનશાહ દરાયુશ.

**પરદેશીઓ તરફ લાગણી:** ઈરાનીઓ પરદેશીઓ તરફ સહનસીલતા તથા મિત્રાચારીથી જુએ છે, તથા તેઓને ખુશી કરવા આતુર હોય છે, પણ તેનાં બદલા માં કાંઇ ઇનામની આશા રાખે છે. બીજા એસિયાટીક દેશો કરતા ઇરાનમાં પરદેશીઓ બહુ નચીંતાઈ અને સલામતીમાં વસી રહે છે. કવચીતજ તેઓ સામે અભાવની લાગણી બતાવાય છે. તેહરાનનાં બ્રીટીશ લીગેશનનાં જાણીતા ડો. Neligan M.D. (Lond.) પોતાની "Hints for Residents & Travellers in Persia" (1912) ની કેતાબમાં પા. ૩-૪ માં નીચલા શબ્દો કહે છે:—

'Many of the Persian's bad points are the result of a system and of much misgovernment. Revolution, civil war, mal-administration, epidemic disease --these have too often caused the cup of Persia's troubles to over flow. But

it must be owned that, as far as foreigners are concerned, though considered lawful prey as everywhere else in the world, in no other eastern country have they been treated so uniformly well as in Persia. And this holds in spite of recent unfortunate incidents.

—:o:—

**ખોરાક :** ઇરાનમાં મુસાફરી કરતાં રસ્તામાં ઇંડા, છાસ, દહીં, માખન. દુધ, પનીર અને નાન ઘણાં ખરા મળી શકે છે. જેઓ આવા પ્રકારનો ખોરાક પસંદ કરતા હોય તેઓ ઘણા સસ્તામાં ગુજારો કરી શકે. જ્યારથી ઇરાનમાં મોટોર સરવીસ થઇ છે ત્યારથી મુસાફરીનાં માર્ગમાંની ખોરાકની પીડા ઘણી કમી થઇ છે. ઇરાનનાં મુખ્ય શાહેરો વચ્ચેનાં અંતર એવરેજ ૨૫૦ માઇલનાં છે; એટલે સહેલાઇથી બે દિવસમાં તે મુસાફરી પુરી કરી શકાય છે, તેથી મોટોરમાં રસ્તામાં

ઉપર કહેલી ચીઝો મળે છે, તે ઉપરાંત જોઇતી ચીઝો શહેરમાંથી લઇ નીકળવું. પીવાના પાણી સંબંધી પુરતી સાવચેતી રાખવાની જરૂર છે, માટે જો ઉકાળેલું પાણી એક water-bottle માં હરેક પેસેનજર પોતા માટે રાખે તો બરહક થઈ પડશે. થરમોસની જીંદગી મોટોરની મુસાફરીમાં સલામત રહેવી મુશકીલ છે. જ્યાં પાણી શકમંદ માલમ પડયું ત્યાં જઅરાક "પરમેન્ગેનેટ ઓફ પોટાશ" નો ઉપયોગ ફાયદાકારક થઈ પડશે, યાતો વોટર-બોટલમાં જઅરાક "બ્રેન્ડી" હોંમાવવો કે પાણીમાનાં જીવજંતુઓ નાશ પામે! ઈરાનમાં મોસમ પ્રમાણે તરકારી મળી શકે છે, તેજ મુજબ અનેક પ્રકારની ફ્રૂટ. અહીં ચેતવણીનાં બે શખુન ફ્રૂટ માટે કહીશું. મહેરબાની કરી લલચાવનારી ફ્રૂટનો ઉપયોગ બહુ સંભાળીને હદમાં કરવો, નહિ તો મરડો યા અતે સાર લાગુ પડશે. ગરમ મુંલ્કોમાં વસનારાઓ ઠંડા મુલ્કની ફ્રૂટ જેરવી શકતા નથી. આ કારણસર પાછળ જે મુશાફરીની ચીઝોનુ લીસ્ટ આપ્યું છે, તેમાં પેટ

બંધ કરવાની દવા લેવાનું રાખ્યું છે. તોપણ precaution is better than cure" તે ભુલવું નહિ. ખોરાકમાં ગોશ્તની વાણીઓ, કેટલીક જાતનાં તેસ્તદાર પલાવ, ચીલાવ, પુડીંગ, ચાવલ–રસ મુખ્ય છે. જે પારસીઓ ધાન–શાકનાં શોકીન હોય, તેઓએ મુંબઇથી તુવરની દાળ લઇ જવી, તે ઈરાનમાં મળતી નથી. ઈરાનમાં કોઈ કોઈ ઠેકાણેજ નદીની મછી જે બોઇ જેવી હોય છે, તે મળે છે. અલબત મછીનાં શોકીનો માટે કાસ્પીયન સી તથા પરશીયન ગલ્ફનાં કીનારાનાં શહેરોમાં મછી પુષ્કળ મળી શકે છે; જે હવે અઠવાડીયામાં બે વાર એરોપ્લેન સરવીસ ચાલુ હોવાથી, બુશાયરમાં યા બંદર પહેલવી માં ગોઠવણ કરવાથી થોડા કલાકમાં તેહરાન યા ઇસ્પાહાનમાં મંગાવી શકાશે. ગરમીનાં દીવસોમાં મુસાફરી કરતાં બપોરનાં દહી, છાસ અને કાકરીનો ખોરાક બહુજ તંદોરસ્તી બક્ષનાર પૂરવાર થયો છે, અને તમામ લોક તેનો ઉપયોગ કરે છે. ઈરાનમાં ભેંસ નથી, તેથી તેનું દુધ મળી શકતું નથી, અને ગાય યા બકરીનું

---

ત્યાં "ઈરાક રેલ્વે" માં ફરાગાતથી મુસાફરી કરી શકાય છે.

દુધ વાસ મારતું હોવાથી ચાહમાં તેસ્ટ રહેતો નથી, માટે ચાહમાં પ્રુડનો યા લીલી ચાહ નંખાવવી; યાતો કનડેન્સડ મીલ્કનાં થોડા ડબા લઈ જવા. ઈરાનમાં બધે દુધ વગરની ચાહ પીવાનો રેવાઝ છે, અને કેઠે પણ મુલાકાતે જતાં નાના ગલાસમાં દુધ વગરની ચાહ તથા લોફ સુગર આપવામાં આવશે. ઈરાન ઠંડો મુલ્ક હોવાથી, અને પાણીની સ્વચ્છતા બાબે લોક બેદરકાર હોવાથી, ચાહ પીવી વધુ ઈચ્છવા જોગ હું ધારૂં છું. હિન્દમાં ચાહ ઘણી પીવી નુકશાન કારક છે, પણ ઈરાન માં તેમ માલમ પડતુ નથી.

——:0:——

**શરાબ, અરક. અને દારૂ;** ઈરાનમાં liquor બે જાતનાં છે જે દરાખમાંથી બનાવેલા હોય છે. "શરાબ" લાલ રંગનો છે, જ્યારે "અરક" સુફેદ પાણી જેવા રંગનો છે. શરાબ પીવામાં નરમ છે, પણ તેની અસર સર્દ છે, અને કોઠાને નર્મ બનાવે છે. "અરક" દેશી મોવડાં જેવો જલ્લદ છે. જ્યારે "દારૂ" છે તે દવાઈનાં

વર્ગમાં જનારો પ્રવાહી ગણાય છે. "અરક" પાણી યા આઇસ સાથ ભેલી પીવાય છે. મુસાફરોએ શરાબ અંદાઝાસર પીવો, નહી તો સર્દીની તાવ આવવાની વકી રાખવી. ઈરાનમાં "જવ" નો બીર પણ ગાળવામાં આવે છે, બ્રેન્ડી, વ્હીસ્કી, શેમપેન, શેરી વગેરે યુરોપ્યન દારૂ દરેક મોટા શહેરોમાં વેચાતો મલી શકે છે.

—:o:—

☞ ઇરાનીઓના રીત-રેવાઝો, વહેમ, માન્યતાઓ, તથા ઈરાન અને ઇરાનીઓને લગતી અનેક રસીક અને જાણવા જોગ બાબતો, કંટાળો ન ઉપજાવે તેવી રીતે ટુંકમાં લખેલી, આ લખનારની નાની કેતાબ "**મારી ઇરાનની ડાયરીમાં ડોકયું**" માં રજુ કરી છે, જે વાંચવાની ભલામણ કરવામાં આવેછે.

—:o:—

**પ્રાંતોની સંખ્યા:** રાજ કારોબારમાં સવલતા કરવા માટે, ઈરાનનાં આખા મુલ્કને ૧૨ પ્રાંતોમાં

વહેંચી નાંખવામાં આવ્યો છે; જેમાંનાં કેટલાક મોટા પ્રાંતોમાં ગવરનરો (હાકેમ) તથા નાના પ્રાંતોમાં ડેપ્યુટી ગવરનરો (નાયબ–હાકેમ) કારોબાર ચલાવે છે. પ્રાંતોનાં નામો :—ઈરાકે અજમ, આઝરબાઈજાન, કુર્દીસ્તાન, લુરીસ્તાન, ખુઝીસ્તાન, ફાર્સ, કેરમાન, બલુંચીસ્તાન, ખોરાશાન, અસ્ત્રાબાદ, માઝંદ્રાંન અને ખુઝીસ્તાન.

**રાજ્ય કારોબાર :** ઈ૦ સ૦ ૧૯૦૫નાં રેવોલ્યુશન પછી કાજાર શાહ મુઝફરૂદ્દીને ઇરાની પ્રજાને બંધારણ પુર્વક સરકાર (Constitutional Government) બક્ષી હતી, જેથી રૈયતને આપખુદ પાદશાહોનાં જુલમથી કંઈક રાહત મળી હતી; છતાં ઇરાનમાં બે જોરાવર પડોસી રાજ્યો રશીયા અને ઇંગ્લાંડે, ઇરાની પ્રજાને શાંતીથી આગલ વધવા ન દેતાં, તેના સુધારા વધારાનાં કામોમાં ભારે નડતળ નાંખી હતી, અને છેવટે આ બે પડોશીઓએ તો ઈરાનનાં બે ભાગલા પાડી તે પચાવી લેવાની ગોઠવણ કરી હતી! છેલ્લી મહાન લડાઇ પછી

રશીયાની ઝારીસ્ત સતા નાબુદ થઇ, અને નવી રશીયન સરકારે ઈરાનને કંઈક રાહત આપી હતી. ત્યાર બાદ ૧૯૨૧ થી રેઝાખાને (તે હાલનાં નામદાર રેઝાશાહ પહેલવી) ઈરાનનાં રાજ કારોબારમાં કંઇક આગેવાન ભાગ ભજવવો શરૂ કર્યો, જેનાં પરિણામમાં ૧૯૨૫ માં નબળા કાજાર વંશનાં અહમદશાહને ઈરાની પ્રજાએ બરતરફ કરી, તે વેળાના વડા વઝીર અને સપેહસાલાર રેઝાખાનને ઇરાનનું તાઝો-તખ્ત બક્ષ્યું, ત્યારથી ઇરાનમાં "પહેલવી" વંશની શરૂઆત થઈ છે. ઇરાન દેશનો કારોબાર વડા વઝીરની સાથની ૮ વઝીરોની કેબીનેટ કરે છે, જે નામદાર શાહ તેમજ ઈરાની પાર્લામેંટ યાને મજલીસને જોખમદાર છે. ઈરાની પાર્લામેન્ટમાં ૧૩૦ સભાસદો છે, જેઓની ચુંટણી જુદા જુદા પ્રાંતોમાંથી કરેલી હોય છે. ખુદ જરથોસ્તી કોમ તરફથી પણ એક પ્રતિનીધી ચુંટી કઢાય છે, જે આજ કેટલાક વર્ષો થયાં અરબાબ કયખુસરો શાહરોખ છે. મજલીસનાં સભાસદોને તુમાન ૨૦૦) નો મુસારો મળે છે. હાલ

ઇરાને કંઇક મકમતા બતાવી, પરદેશીઓની દખલગીરી ઘણો અંશે દુર કરી. પોતાના રાજ કારોબાર સરલતાથી ચલાવવા માંડયો છે. તથા સુધરેલા દેશોની માફક સીવીલ અને ક્રીમીનલ કાયદાઓ ઘડી, કોર્ટો સ્થાપી છે, અને તેમ કરી પરદેશીઓનો જુનો capitulation નો હક હતો, તે નાબુદ કર્યો છે.

——:o:——



પર્સી પોલીસનાં મહેલનાં સ્થંભની નક્ષી.

**ઈરાની આર્ટ:** ઇરાનની મુલાકાતે જતા મારા હુમદીન ભાઈઓને નીચલું લખાણ ધ્યાનથી વાંચવા અરજ કરૂં છું, કે જેથી ઈરાની હુન્નરમંદોને વાજબી ઈનશાફ તેઓ આપી શકશે:—

The well known Russian Art Expert, Prof. V. Minorsky, writes about Persia as follows :—

" Persia has always been one of the most romantic countries in the world, and not a little of this is due to the glorious scenery: brown and blue landscapes set in a wide expense of sky and fringed with snow-topped mountains. The land where such every-day amenities of civilization as railway, brown paper and string and the cinema are little known, must necessarily have great charm.

Her position midway between East and West has made Persia a high road of commerce, and with the resultant prosperity, art has always flourished within her borders, and this art has always exercised a great influence on surrounding countries. In the days of the Greeks, Persia was in the forefront of the artistic world; under the Sasanians her designers exercised great influence on Byzantine formulae....To most people Persian art implies carpet weaving. The unfairness of this generalization is not widely realised, and it is time the public were disabused. In the fields of architecture and sculpture, miniature-painting, ceramics, textiles and metal-work, the Persians have always been outstanding artists........."

માટે તે જગ્યા જોવા ઉલત ધરાવે.

**ઇરાની પૈસાનું ચલણ:** ઇરાની સીક્કા ૩ ધાતુનાં ચલણમાં જણાય છે; સોનુ, રૂપું તથા નીકલ; તે ઉપરાંત કાગઝની "નોટ" પણ છે:—

| | | |
|---|---|---|
| નીકલનાં સીક્કા | ... | ૧ તથા બે શાહી. |
| રૂપ્પાનાં ,, | ... | ૩, ૫, તથા ૧૦ શાહી; ૧, ૨, ,, ૫ કરાન. |
| સોનાના ,, | ... | ૧ તુમાન તથા હાલનો પહેલવી જે એક પૌંડ જેટલી કીંમતનો થશે. |

૨૦ શાહી = ૧ કરાન (સરખામણી:—
૧ શાહી = ૧ દોઢીયું
૧ કરાન = આશરે પાંચ આના.
૧૦ કરાન = ૧ તુમાન આશરે રૂ. ૩)*

* હવેથી ઇરાન સોનાનું ચલણ શરૂ કરનાર છે. હાલનાં exchange પ્રમાણે રૂ. ૧૦૦ = ૪૫૦ કરાન છે,

તેથી હમણા એક તુમાનની કિંમત લગભગ રૂ. ૨-૪-૦ થવા જાય છે.

**કરંસી નોટ :** અત્યાર સુધી ઇમપીરીયલ બેન્ક ઓફ પર્સિયા જે એક બ્રીટીશ બેન્ક છે, તેને "નોટ" બાહેર પાડવાનો એકલો હક છે, પણ ઇરાની સરકારે તે બેંકને પૌંડ ૨,૦૦,૦૦૦ નો બદલો આપી તે હક પોતે લીધોછે, જેને જુન ૧૯૩૧ થી અમલમાં મુકવામાં આવશે. નોટ ૧, ૨, ૫, ૧૦, ૨૦, ૫૦ અને ૧૦૦ તુમાનની હોય છે. આ નોટસ જે શહેરમાં ફરતી રાખ વાની છે તેનો છાપ ઉપર માર્યો હોય છે, તેજ શહેરમાં વાપરી શકાશે; તથા જો બીજા શહેરમાં તે વટાવવી હશે તો કંઇક વટાવ બેન્ક લેશે, માટે તે સંબંધી મુસાફરોએ ધ્યાન રાખવું.

**ઈરાની ભાષામાં :** પૈસાને "પુલ;" રૂપાનાં સીકકાને "પુલે-સફીદ;", નીકલને "પુલે-સીયા;" તથા "નોટ" ને "અસ્કેનાસે બાન્ક" કહે છે.

**મુસાફરો માટે: પૈસા કેવા લેવા?** પારસી મુસાફરોએ અહીંની ઇમપીરિયલ બેંન્ક ઓફ પર્સિયામાં ઘટતા રૂપ્યાની રકમ ભરી દઈ, તેનાં બદલામાં ઈરાની ચલણનું Letter of Credit લઈ લેવું, જેથી ઈરાનમાં બધા શહેરોમાં, જયાં આ બેન્કની ઓફીસો છે ત્યાંથી વારંવાર ઘટતા પૈસા, ઉપાડી શકાશે.

## પસાના ચાલુ બાઝારી નામો.

| | | |
|---|---|---|
| "દીનાર" | = | ચલણમાંથી રદ થયેલો સીકકો હતો. |
| યક હઝાર | = | યાને ૧ હઝાર દીનાર એટલે=૧ કરાન |
| યક પુલ | = | ૧/૨ શાહી એટલે (ત્રણ દમડી !) |
| દો ,, | = | ૧ પૈસો = ૧ શાહી |
| સનાર | = | ૨ શાહી = ૨ પેસા |
| અબ્બાસી | = | ૪ ,, = ૧ એક |
| રિયાલ | = | ૧ કરાન, પાંચ શાહી; ઇસ્ફાહાંનમાં ૧ કરાન. |

# શેહેનશાહ દારા.



પા. 48.

૫ ગઝ (cents) = ૧ શાહી.
૧૦૦ ,, ( ,, ) = ૨૦ ,, = ૧ કરાન.

"ચેક" cheque યાને "બરાત", કરાન સીકકામાં લખવામાં આવે છે.

——:o:——

## ઇરાનમાં હાલ રેલવે કયાં કયાં છે?

ઇરાનનાં જુદા જુદા ભાગમાં ઇરાની સરકારની માલેકીની રેલવે નીચે મુજબ છે:—

૧ ટ્રાન્સ-પર્સિયન રેલવે: ઇરાની અખાતનાં નવા બંધાતા "બંદર શાહપુર" (ખોરમોસા) થી શરૂ થઈ હાલ "દીઝપુલ" સુધી યાને આશરે ૧૨૫ માઇલ સુધી નંખાઇ છે. તથા તે રેલવેનો બીજો છેડો કાસ્પીયન સમુદ્રનાં બંદર "ગઝ" થી શરૂ થઇ હાલ અલબુર્ઝ પહાડ ઉપરનાં "સારી" નામનાં મથક સુધી નંખાઇ છે, જે છેટો આસરે ૮૦ માઇલનો છે. આ આખી

રેલવેનો તમામ છેટો ૧૦૦૦ માઇલ થશે. આ રેલવે હજી પેસેનજર સરવીસ કરતી નથી.

૨ **તબ્રીઝ-જુલ્ફા લાઇન:** આ લાઈન ૮૦ માઈલ લાંબી છે, અને તે આઝરબાઈજાનમાં રશીયનોએ બાંધી હતી. એ રેલવેમાં એક ફાંટો ૩૦ માઇલ સુધી સોફીયનથી નીકળી ઊરૂમીયા સરોવર સુધી જાય છે.

૩ **તેહરાન-શાહ અબ્દુલ અઝીમ લાઈન:** આ ફકટ ૬ માઈલનાં છેટાની લાઈન ૩૦ વર્ષ ઉપર બેલજીયનોએ બાંધી હતી, જે તેહરાનથી નીકળી કદીમ રયે શહેર (અવસ્તાનું "રઘ" શહેર) આગળ ઉપલા નામની મોટી ઝયારતગાહ છે ત્યાં સુધી જાય છે.

૪ **મીરજાવા દોઝદાબ:** હિન્દની નોર્થ વેસ્ટન રેલ્વે લાઈન, જે બ્રીટીશ બલુચીસ્તાનમાં કવેટાથી આગળ વધે છે, તે આશરે ૫૦૦ માઈલની છે, તે ઇરાનની સરહદનાં મીરજાવા ગામમાંથી પસાર થઈ બીજા ૩૦ માઇલ અંદર દોઝદાબ શહેર સુધી જાય છે. આ ૩૦

માઇલ ઈરાની મુલકમાં ગુસેલી લાઇનની માલેકી બ્રીટીશ સરકાર ધરાવે છે.

——:0:——

**હવાઈ વહેવાર:** ૧૯૨૬ નાં ફેબરવારીમાં ઈરાની પાર્લામેન્ટે જરમન એરપ્લેન પેહેડી મેસર્સ યુંકર કું. (Junker) ને નીચલા ઠેકાણાઓ ઉપર મેલ, પેસેનજર અને માલ લાવ લઈ જાવ કરવા માટે concession આપ્યું છે:—

૧ **તેહરાનથી બંદર બાકુ:** જેથી રશીયાના મોટા શહેરો સાથ સીધા વહેવારમાં આવી શકાય, જે અઠવાડીયામાં એકવાર દોડે છે.

૨ **તેહરાનથી ઇરાકનું બગદાદ:** જેથી બગદાદ થઈને બ્રીટીશ ઇમપીરીયલ એર-વેઝ મારફતે યુરોપ તથા હિન્દ સાથ વહેવાર થાય. આ સરવીસ હવેથી અઠવાડીયામાં બે વાર દોડે છે.

---

કારણ તેની ગોઠવણ કરવી કંતાલાભર્યું છે.

૩ **તેહરાન-બુશાયર:** આ અઠવાડીક બે વારની સરવીસ તેહરાન થઇ ઇસ્ફાન, અને શીરાઝને માર્ગે ઇરાની અખાતનાં બુશાયર બંદર જાય છે, જ્યાંથી ઇમ્પીરીયલ એર-વેઝ સાથ તથા બ્રીટીશ ઇન્ડયા સ્ટીમર કું. નાં મેલ બોટ સાથ સંબંધમાં અવાય છે, તેથી યુરોપ તથા હિન્દ સાથ ઝડપી વહેવારનો લાભ લેવાય છે. આ હુવાઇ સરવીસનું ટાઇમ ટેબલ એવી રીતે ગોઠવવામાં આવ્યું છે કે તેહરાનથી ઉપડેલો પેસેનજર ફકત ૮ કલાકમાં બુશાયર પુગી જઈ બીજા થોડા કલાકમાં તો B. I. ની મેલ બોટ ઉપર સ્વાર થઇ જાય છે; યા તો એર મેલ મારફતે કરાંચી આસરે ૧૮ કલાકમાં પહોંચી જાય છે.

૪ **તેહરાનથી મશહેદ:** જેથી ખોરાશાન પ્રાંત સાથ ઝડપી વહેવાર રહી શકે છે, અને ત્યાંથી રશીયન તુર્કસ્તાનની સરહદ ફકત ૮૦ માઇલ દુર છે; જ્યાંથી અસ્કાબાદ, મર્વ, બોખારા, સમરકંદ ખીવા જઇ શકાય

છે. આ યુંકર કું. ની એર સરવીસ અઠવાડીક છે, જે દર મંગલવારે ઉપડે છે, અને મશહેદથી ભેસ્પતવારે આવે છે. ૬ કલાકની મુશાફરી છે.

(આ હવાઇ સરવીસનાં ભાવ-તાલ બાબે વધુ વીગત માટે બીજા ભાગમાં આગળ જુઓ.)

**નોંધ**—જેઓ ઉપલા ૪ માર્ગો ઉપરાંત ઇરાનમાં બીજે બીજે ઠેકાણે જવા ચહાતા હોય, તેઓ ખાનગી રીતે યુંકર કુંપનીનું એરોપ્લેન ભાડે કરી શકશે, જેનું ભાડું બે દિવસનું આસરે ૫૦૦ ડોલર થશે.

——:0:——

## પોસ્ટ, ટેલીગ્રાફ અને વાયરલેસ.

ઇરાની પોસ્ટલ સરવીસ યુરોપનાં સુધરેલા મુલ્કો નાં ધોરણ ઉપર રચાઈ છે. પોસ્ટલ મેલ માટે મોટોર સરવીસ, એરોપ્લેન સરવીસ, તથા જયાં હજી મોટોર જઈ શકવાનાં રસ્તા નથી ત્યાં ઉંટ ઉપર મોકલવાય

છે. ઇરાને "ઈન્ટરનેશનલ પોસ્ટલ યુનીયન" ના કરારો ઉપર સહી કરી છે.

## Inland પોસ્ટેજનાં ભાવ.

૧ શાહી = ૧ પૈસો.

| | | | |
|---|---|---|---|
| ૨ મેસ્કાલ વજનનાં | શાહી | | |
| (આસરે બે તોલા) કાગઝો | ૬ | = | ૧½ આના |
| પોસ્ટ-કાર્ડ .... ... ... | ૨ | = | ½ ,, |
| ન્યુસ પેપર ૧૦ મેશકાલ વજન સુધી | ૧ | = | ૧ દોકડું |
| રેજીસ્ટ્રેશન | ૧૧ | = | ૨¾ આના |
| ,, જવાબ સાથનાં | ૧૬ | = | ૪ આના |

## Foreign.

| | | | |
|---|---|---|---|
| ½ ઔંસ વજન સુધીના કાગજો | ૧૨ | = | ૩ આના. |
| પોસ્ટ કાર્ડ ... ... | ૫ | = | ૧¼ ,, |
| ન્યુસપેપર ૧ ઔંસ ૧૦ દ્રામનાં | ૩ | = | ¾ ,, |
| રેજીસ્ટ્રેશન | ૧૨ | = | ૩ આના. |
| ,, જવાબ સાથનાં | ૨૪ | = | ૬ ,, |

——:o:——

## હિન્દથી ઇરાન કાગઝ પોસ્ટ કરવાનાં ભાવ.

કાગઝો: નીચલા માર્ગે જાય છે, માટે તે મુજબ કાગઝના એનવેલપ ઉપર લખવું :-

૧ કેરમાન, યઝદ, ખોરાશાન તથા સીસ્તાનની જગ્યાઓ માટે "Via Dozdab" (Persia).

૨ ઉપલા ઇરાની પ્રાંતો સીવાય કોઈ પણ ભાગમાં "Via Bagdad" or "Via Bushire".

૩ જે ઇરાંની શાહેરો ચુંકરનાં એરોપ્લેનના સરવીસ માર્ગમાં છે, તેઓ ઉપર કાગઝ મોકલમાં હોય તો એનવેલપ ઉપર લખવું:—

**AIR MAIL**

**Karachi-Bushire-Persia Route.**

—:o:—

| **પોસ્ટેજ.** | આના. |
|---|---|
| મોકલવાના કાગઝ દીઠ એક ઔંસનાં | ૩ |
| ત્યાર પછીનાં એક ઔંસ અથવા તેની અંદર | ૧½ વધુ |

મુંબઈમાં તેઓમાંની એક "જીનાં" કુંપની છે.

| | | |
|---|---|---|
| પોસ્ટ કાર્ડ .... ... .... | ૧¾ | |
| ન્યુસપેપર યા ચોપડી દર ૨) ઔંસ દીઠ | ¼ | |
| સેમપલ પોસ્ટ—પેહેલા ૪ ઔંસ .... | ૧ | |
| ત્યાર પછી દર ઔંસે .... | ½ | વધુ |
| રેજીસ્ટ્રેશન ફી .... ... .... | ૨ | |
| ,, એકનોલેજમેન્ટ | ૨ | વધુ |

V.P.P. ઈરાની અખાત ઉપરનાં નીચલા બંદરો ઉપર રૂ ૬૦૦/– ની અંદરની રકમ માટે મોકલી શકાય છે :— આહુવાઝ (મૈદાને–નફ્ટુન સુધાં), બંદર અબાસ, બુશાયર, ચાહબર, હેન્જામ, જાસ્ક, લીંગા, અને માહમેરા (આબાદાંન સુધાં).

**એર—સરવીસથી મોકલવાનાં કાગઝો :** સામાન્ય પોસ્ટેજ ઉપરાંત નીચલા દરનાં વધારાના સ્ટેમ્પ મારવા :—

| દર ½ ઔંસ કાગઝનાં | આના. | |
|---|---|---|
| મુંબઈથી બુશાયર (ઈમપીરિયલ એર વેઝ) | ૨ | આના |
| બુશાયરથી શીરાઝ, ઈસ્ફાહાન, તહેરાન | ૨ | ૪ |

**ટેલીગ્રાફ:** ઈરાન દેશમાં ૩ ટેલીગ્રાફ લાઈન છે. એકની માલેકી ઇરાની સરકાર ધરાવે છે, અને તે ફકત ઇરાન દેશનાં વપરાસ માટેજ છે. (૨) બીજી લાઈનની માલેકી ઈન્ડો-યુરોપ્યન ટેલીગ્રાફીક કું. હસ્તક છે, જેની મારફતે ઇરાનની બાહેરનાં દુન્યાનાં કોઈ પણ ભાગમાં સંદેસા રવાના કરી શકાય છે. હિન્દથી ઈંગ્લાંડ જતા કેટલાક સંદેસા આ લાઇન ઉપરથી પસાર થાય છે. (૩) રશીયન ટેલીગ્રાફ લાઇન મશેહદથી સીસ્તાન અને અસ્ત્રાબાદ સુધી જાય છે.

૧ ભાવ-હિન્દથી ઇરાન મોકલવાનાં દર દરેક શબ્દ દીઠ આના ૧૪. અર્જંત કે ડીફ્ર્ડ જેવી ગોઠવણ કાંઇ નથી.

૨ ઇરાન દેશમાં એક ભાગથી બીજે ઠેકાણે ટેલીગ્રામ ફારસીમાં મોકલવાનાં દર શબ્દ દીઠ પાંચ શાહી યાને પાંચ દોઢીયાં છે. જે ટેલીગ્રામ ઓછામાં ઓછો ૧૦ શબ્દોનો હોવો જોઇએ.

૩ ઇરાન દેશમાં એક શહેરથી બીજે શહેર મોકલવાનાં અંગ્રેજી ભાષામાં દર શબ્દ દીઠ ૭ શાહી, જે ઓછામાં ઓછા ૧૦ શબ્દોનો હોવા જોઇએ.

૪ લંડનથી ઇરાન ટેલીગ્રાફનાં દર શબ્દ દીઠ ૧ શી. ૬ પે. ભાવ છે.

:o:

**ટેલીફોન:** ઇરાનમાં ટેલીફોન સરવીસ છે, જે ઇરાનીઓની એક ખાનગી કુંપનીને હસ્તક છે. ઇન્ડો-યુરોપ્યન ટેલીગ્રાફ કંપનીનાં કામકાજ માટે ઇરાનનાં લગભગ દરેક શહેર એકેક સાથ ટેલીફોનથી જોડાયલાં છે. જેથી માઇલો દુર આવેલાં શહેરો સાથ વાતચીત થઈ શકે છે. ઇરાનમાં મુસાફરી કરતા સહેલાણીઓને આ ટેલીફોનથી ઘણાક પ્રકારની સગવડ મળે છે. એક શહેરથી બીજા શહેર ઉપડવાની અગાઉ પોતાના ઉતારા ખાવાપીવા વગેરેની ગોઠવણ ટેલીફોનથી કરી દેવાય છે. આગલ જઈ આવેલા પારસી મુસાફરો આવા ટેલીફોનનો લાભ લેતા હતા.

ઇરાનની મુસાફરીમાં ટેલીગ્રાફ અને ટેલીફોન ખાતાની સગવડ મુસાફરોને કીંમતી થઇ પડે છે. ઇન્ડો યુરોપ્યન ટેલીગ્રાફ કું. એ પોતાની લાઈનનાં નિભાવ માટે એક શહેરથી બીજા દુરનાં છેટાં સુધીના મથકો સાથ ટેલીફોનથી વહેવાર રાખે છે, તેથી તે મથકો મુસાફરોને ઉતારો લેવા ઉપયોગી થઈ પડે છે. આવા મથકોમાં એકાદ બે ઓરડા થોડાં ફરનીચર સાથ કંપનીના યુરોપ્યન સ્ટાફ માટે રાખેલા હોય છે. તે ઓરડા થોડા કલાકનાં વપરાસ માટે મુસાફરોને આ ખાતાનાં વડાની લેખીત પરવાનગી મેળવ્યાથી મળી શકે છે.

——:o:——

**ઈરાનનો વેપાર:** વસ્તીનો મોટો ભાગ ખેતીવાડી અને તેને મળતા આવતા ધંધામાં રોકાયલો છે. કેટલોક ભાગ ગાલીચા વણવા, કાપડ બનાવવા અને એવા ઉદ્યોગ ઉપર જીવે છે.

**નિકાશ** (exports) મુખ્ય વસ્તુઓ નીચે મુજબ છે:—ઘઉં, જવ, સુકો મેવો, ચોખા, અફીણ, ગુંદર, રેશમ, રૂ, ઊન, વગર કેલવેલાં ચામડાં, મેઢાંનાં આંતરડાં, તંબાકુ, ગાળીચા, અને ઇરાની અખાતમાંથી મોતી, ખુર્ઝીસ્તાનમાંથી ઘાસતેલ, પેટ્રોલ વગેરે.

**આયાત** (imports) મુખ્ય વસ્તુઓ નીચે મુજબ છે:—મોટોરકાર, મોટોર લારીઝ, અનેક જાતની મશીનરી, કાપડ, કાચકામ, દવા, ઇલેકટ્રીસીટીનો સામાન તથા રેલવે બાંધવાનો તમામ સામાન, ચા, ખાંડ, વગેરે.

ઇરાન દેશનો વીસ્તાર બોહોળો છે, અને ઝડપી અને સસ્તા ટ્રાનસપોર્ટનાં સાધનોની સગવડ ન હોવાથી, તેનો નિકાશ વેપાર આયાત કરતાં કમી હોવાથી,, પરદેશમાં નાણું ચાલુ ખેંચાઇ જતું હોવાથી, હુંડીઆમણનાં ભાવ ઇરાની રૈયતને બહુ નુકશાન કર્તા થવાથી, હાલ ઇરાની સરકારે આયાતનાં વેપાર ઉપર આંકોશ મુંકયો છે, અને બને તેટલી જણસો પોતાનાં દેશમાંજ બનાવવાને ઉતેજન આપે છે. દાખલા તરીકે, કાપડની

મીલો, સીમેન્ટની ફેકટરી, મેચીસ ફેકટરી, તથા પરદેશી એક્ષપર્ટોની મદદથી ચાહની ખેતી કરાવે છે. પરદેશી યુરોપ્યન રાજ્યો જેઓ સાથ વેપારનો સંબંધ છે તેઓનું નાણાનું ચલણ સોનાનું હોવાથી અને ઈરાનનું રૂપાનું હોવાથી પણ ઈરાનને ખોટ ખમવી પડતી હતી. તેથી હવે ઇરાને પણ સોનાનું ચલણ શરૂ કરવાની ગોઠવણ કરી છે. ઈરાનનો નવો સોનાનો સીકકો "પહેલવી" નામનો નીકલશે, જેની કીંમત લગભગ ઈંગ્રેજી પૌંડ જેટલી થશે.

ઈરાનમાં હુન્નર-ઉદ્યોગ ખીલવવા માટે અખુટ ખેતર થાપણદારો તથા હુન્નરમંદો માટે ખુલ્લું પડયું છે, જો કે ઈરાની સરકાર યુરોપ્યનોને ઉતેજન આપવા રાજદ્વારી કારણોસર આંચકી ખાય છે, પણ પારસીઓ સંબંધમાં તેને કાંઈજ વાંધો નથી. પારસી મુસાફરોએ ઈરાનમાં મુસાફરી કરતાં જોવા લાયક જગ્યાઓની મુલાકાત લેવા ઉપરાંત વેપાર, હુન્નર-ઉદ્યોગની બાબતો ઉપર પણ ધ્યાન પુંગાડેલું ભવિષ્યમાં કોમનાં લાભનું

થઇ પડશે. ખાસ કરીને હાલ બંધાતી ઈરાની રેલવે, જે ઇરાની અખાતથી છેક કાસ્પીયન સમુદ્ર સુધી લંબાશે અનેજે ૧૦૦૦ માઇલ લાંબી થશે, તે ઈરાનનાં ઘણા ફળદ્રુપ ભાગોની મોટી ખીલવણી કરશે. આ રેલવેનાં માર્ગ ઉપરની જગ્યાઓ ઉપર સાહસીકોએ વેપાર તથા હુન્નર ઉદ્યોગ માટે સંભાળ પુર્વક ધ્યાન પુગાડવું જોઇએ છે.

——:o:——

## ઈરાની વઝન તથા માપ.

ઇરાનમા ટીપરી કે પાયલીના હસ્તી જણાતી નથી. બધુ તોલીને અપાય છે.

### ઇંગ્રેજી વઝન.

ગન્દુમ = એક ઘડી કે બારલીનો દાણો
૪ ,, = એક નખુદ = 3 ગ્રેન
૨૪ નખુદ = ૧ મેશ્કાલ ( એક ચમચા
ભરેલી પ્રવાહી ) = $\frac{1}{7}$ ઔંસ
૧૫ મેશ્કાલ = ૧ શેર = ૨ ઔંસ-૧૮૫ ગ્રેન

૪૦ શેર = ૧ બટમન (તબ્રીઝી) = ૬.૫૪૬૪ પૌંડ
૧૦ „ = ૧ ચેરેક = ૨૫ ઔંસ
૪ ચેરેક = ૧ મણ અથવા બટમન („) = ૬ ૧/૨ પૌંડ
૧૦૦ બટમન = ૧ ખરવાર („) = ૬૫૪.૬૪ પૌંડ

બટમન કે મણ ઘણી જાતના હોય છે અને વજનમાં હેરફેર જણાય છે :—

૧. તબ્રીત્રી મન જે ૬ ૧/૨ પૌંડ જેટલો છે.
૨. મને-શાહી જે આસરે ૧૩ પૌંડ જેટલો છે
૩. મને-રયે જે „ ૨૬ „ „
૪. મને-નોહ અબ્બાસી „ ૭ પૌંડ ૫ ૧/૨ ઔંસ

## માપનો કોઠો.

૧ અંગુશ્ત = એક આંગલીના પહોળાઇ ૧ ૧/૪ ઇંચ
૧ ગીરેહ = ૧/૧૬ ઝર = ૨ ૧/૨ ઇંચ
૪ „ = ૧ ચેરક અથવા ચારયક = ૧૦ ૧/૪ ઇંચ
૪ ચેરક = ૧ ઝર = ૪૧ ઇંચ

૧૦૦૦ સ્કવેઅર ઝર = ૧ જરીબ = ૧૩૦૦ સ્કે. યાર્ડ
૬૦૦૦ ઝર = ૧ ફરસાખ અથવા ફરશંગ

☞ ઈરાનમાં છેટાને "ફરસાખ" થી ઓળખાય થાય છે. એક ફરસાખની લંબાઈ ઈરાનમાં જુદા જુદા ભાગમાં હેરફેર માલમ પડે છે. સપાટ ઝમીન ઉપર તે આસરે ૩ થી ૩½ માઈલ છે; જ્યારે ખડબચડી ઝમીન યા પહાડી ચઢાણ ઉપર ફક્ત ૧½ માઈલ હોય છે. ટુંકમાં, ફરસાખનું માંપ "એક ભાર લાધેલું ખચ્ચર સગવડથી એક કલાકમાં જે છેટો કાપે" તે કહેવાય છે.

———:0:———



"મિથ્ર."

# INSURANCE.

**Insure with JEENA & Co, for Service, Security, & Safety against**

| | |
|---|---|
| **FIRE** | Properties etc, |
| **ACCIDENT** | Motor Cars, Commercial Vehicles, & Personal Accident |
| **MARINE** | General Merchandises from port to port |
| **BAGGAGE** | Travellers' Baggage in any part of the World |

***at lowest current rates.***

**Apply Immediately to :**

**JEENA & Co., Insurance Department.**

45 Esplanade Road,

**BOMBAY.**

## ઈરાનનાં મુખ્ય શહેરોની temperature.



ઈરાન દેશની આબોહુવા બાબે આગળ પુરતું લખવામાં આવ્યું છે, પણ તેનાં અગત્યનાં શહેરોમાં બારે માસ કેવા પ્રકારની ટેમપરેચર રહે છે, તે કેળ વાયલા મુસાફરોને જાણુવાની જીજ્ઞાસા હોય છે. ઈરાન ની હુવામાં ભીનાશ બહુજ કમી હોવાથી હુવા સુકી છે, જેથી પરસેવો જે કુદરતી રીતે પડેછે, તે પણ તુરતજ સુકાઈ જતો હોવાથી પડયો હોય તેમ માલમ પડતું નથી. ફકત ઈરાની અખાત અને કેસ્પીયન સી ઉપરનાં પ્રાંતોમાં હુવામાં ભીનાશ વધુ હોવાથી ગરમી તથા પર સેવાની અસર ખુલ્લી માલમ પડેછે. તહેરાનનાં બ્રીટીશ લીગેશનનાં ડો. નેલીગને The Meteorological Survey Department of the Government of India પાસેથી હુવાનાં દબાણુનો નીચલો કોઠો મેળવ્યો હતો, જે અગત્યનો માલમ પડશે :—

# AVERAGE MAXIMUM

| Station. | Jan. | Feb. | March | April | May |
|---|---|---|---|---|---|
| Tehran [1] ... ... | 43·6 | 50·9 | 58·6 | 71·4 | 82·8 |
| Isfahan [2] ... ... | 47·3 | 53·9 | 60·7 | 72·0 | 82·4 |
| Bushire [3] ... ... | 64·4 | 65·5 | 72·4 | 81·2 | 89·1 |
| Mohammerah *a* ... | 57·9 | 66·7 | 73·3 | 81·9 | 92·8 |
| Kerman *b* ... ... | 53·9 | 61·0 | 64·9 | 76·5 | 89·5 |
| Seistan *c* ... ... | — | 68·7 | 73·2 | 81·1 | 95·7 |
| Meshed [4] ... ... | 43·6 | 46·8 | 56·1 | 68·2 | 78·3 |
| Yezd [5] ... ... | 57·35 | 55·93 | 59·45 | 74·53 | 89·29 |
| Kermanshah [6] ... | 40·6 | 45·7 | 52·8 | 62·6 | 75·7 |

1 Derived from data of 17 years.
2 ,, ,, ,, 18 ,,
3 ,, ,, ,, 33 ,,
4 ,, ,, ,, 18 ,,
5 Supplied by Mr. E. J. Blackman.
6 ,, ,, H. M. Consul of Kermanshah.

| June | July | August | Sept. | October | Nov. | Dec. | Annual. |
|---|---|---|---|---|---|---|---|
| 94·3 | 98·9 | 97·5 | 90·7 | 76·6 | 62·8 | 51·3 | 73·3 |
| 93·8 | 97·8 | 95·9 | 89·8 | 77·3 | 63·3 | 51·8 | 73·8 |
| 91·8 | 95·3 | 96·9 | 94·0 | 87·6 | 77·9 | 68·5 | 82·1 |
| 99·7 | 101·6 | 102·3 | 98·9 | 91·5 | 79·1 | 66·8 | 84·4 |
| 100·8 | 99·2 | 98·4 | 91·6 | 85·0 | 73·1 | 57·2 | 79·3 |
| 100·9 | 104·8 | 98·0 | 87·4 | 84·6 | 68·7 | 57·9 | 83·7 |
| 87·5 | 90·9 | 88·4 | 80·9 | 70·0 | 62·3 | 50·0 | 68·6 |
| 97·43 | 100·74 | 97·58 | 86·6 | 78·73 | 65·7 | 52·33 | 80·9 |
| 88·6 | 94·6 | 96·5 | 88·4 | 69·6 | 60·5 | 45·3 | 68·4 |

*a* Mean of 2 years.
*b* ,, 4 ,,
*c* ,, 1 ,,

[The Iran-Iraq Guide.

| Station. | Jan. | Feb. | March | April | May |
|---|---|---|---|---|---|
| Tehran [1] ... ... | 26·1 | 32·1 | 38·6 | 48·1 | 57·4 |
| Isfahan [2] ... ... | 23·8 | 28·7 | 36·5 | 45·8 | 53·6 |
| Bushire [3] ... ... | 51·4 | 52·9 | 59·0 | 67·1 | 75·6 |
| Mohammerah ... | 43·0 | 49·5 | 56·2 | 65·3 | 74·3 |
| Kerman ... ... | 26·0 | 29·3 | 36·3 | 45·8 | 53·3 |
| Seistan ... ... | — | 41·4 | 47·2 | 56·9 | 67·3 |
| Meshed [4] ... ... | 22·3 | 28·2 | 36·2 | 46·9 | 55·5 |
| Kermanshah [5] ... | 22·3 | 26·2 | 34·6 | 40·6 | 47·5 |
| Yezd [6] ... ... | 29·87 | 31·36 | 38·90 | 52·6 | 63·71 |

1 Derived from data of 17 years.
2 „ „ „ 18 „
3 „ „ „ 33 „
4 „ „ „ 18 „
5 Supplied by H. M. Concul of Kermanshah
6 „ „ Mr. E I. Blackman.

| June | July | August | Sept. | October | Nov. | Dec. | Annual |
|---|---|---|---|---|---|---|---|
| 66·3 | 71·0 | 71·0 | 63·2 | 52·0 | 42·6 | 33·5 | 50·2 |
| 66·2 | 66·4 | 63·2 | 55·9 | 45·9 | 36·6 | 28·7 | 45·6 |
| 80·6 | 84·3 | 83·9 | 79·2 | 71·3 | 62·3 | 55·2 | 68·6 |
| 80·7 | 83·0 | 82·0 | 76·3 | 69·8 | 58·9 | 50·5 | 65·8 |
| 63·1 | 62·1 | 58·1 | 48·6 | 41·5 | 32·7 | 29·5 | 43·9 |
| 76·2 | 81·1 | 74·9 | 62·4 | 53·6 | 38·8 | 37·8 | 58·0 |
| 61·2 | 63·7 | 59·6 | 51·8 | 42·5 | 35·3 | 30·5 | 44·5 |
| 58·7 | 63·4 | 61·7 | 53·8 | 46·5 | 36·4 | 28·1 | 42·9 |
| 75·53 | 75·55 | 68·58 | 56·66 | 51· | 36·46 | 30·42 | 50·4 |

[The Iran-Iraq Guide.

**શીકાર અને સ્પોર્ટસ:** ઈરાનના અલબૂર્ઝ પહાડની હાર અને તેની પેલેપારનાં કાસ્પીયન પ્રાંતોમાં અનેક પ્રકારનાં શીકારને લાયકનાં અહેવાનો, પક્ષીઓ અને માંછલાઓં મલી શકે છે.

વાઘ, રીંછ, સાબર, હરણ, જંગલી ઘેટું, વરૂ, સીસોળયુ, ગોરખર, તરસ, શીયાળ, મુખ્ય છે. સીંહનું રહેઠાણ કદીમ પારસીઓની વસ્વાતની ભૂમી "ફાર્સ" પ્રાંતમાં હતું, પણ હાલ ત્યાં તે કવચીતજ મલી આવે છે.



ઇરાની પાદશાહ બુરી શકિતને જેર કરે છે.

**રમત-ગમત :** "પોલો" ની રમત જોકે ઈરાનમાંથી જન્મ પામી હતા, છતાં તે ઈરાનીઓ રમતા નથી. યુરોપયનો તે રમે છે. ક્રીકેટ, બેડમીંગટન, હોકી, ફુટબોલ અને ટેનીસ જાણીતા છે. ઇરાની છોકરાઓમાં ફુટબોલની રમત સૌથી વધુ માનીતી છે.

——:0:——

**જીવજંતુઓ :** એસિયાનાં બીજા મુલ્કો સાથ સરખાવતાં ઈરાન જીવજંતુઓની પીડામાંથી બહુ નીરાળું માલમ પડે છે. ("Persia is remarkably free from pests of this sort"-Dr. Neligan.)

માકર અને ચાંચર તો મુદલ હસ્તી ધરાવતા નથી. પણ અનેક જાતની ચીમોરી, કુતરા, ઉંટ અને ઘેંટાને કરદ્દી હેરાન કરે છે. કાનકચુરા, અને વિછું ચોકસ પ્રાંતમાં પુષ્કલ છે, પણ તેના દંખ જોખમભર્યા નથી. ઝેરી સાંપ

ઘણા થોડા છે અને તે દક્ષીણમાં ઘણાખરા મળે છે. ઉધંઇ અને સુફેદ કીડી સામે રક્ષણનાં પગળાં ભરવાં જોઇએ છે.

——:o:——

## ઇરાનનાં મુખ્ય હુન્નર ઉધોગો.

તેલનો મોટો જથો દુન્યાને પુરા પાડનાર આગેવાન મુલ્ક તરીકે ઈરાન જાણીતું થયું છે, અને તેનાં સબએજ માણસ જાતનાં સુધારણ માટેનાં કામો માટે તેની ભારે અગત્યતા માલમ છે. (This feature renders Persia invaluable to the progress of civilization). બીજા હુન્નર-ઉધોગોમાં હાથની વણાતનાં ગાલીચા છે. ખનીજ પદાર્થમાં કોલસો, લોખંડ, સીસું, નીકલ, એસબેસટોઝ, સોનું, રૂપુ, પારો, મેંગેનીઝ મુખ્ય છે. તાજી અને સુકી ફ્રૂટ, ટીમ્બર, દારૂ, ઘઉ, બાજરી, ચોખા, ખાંડ, તંબાકુ, અફીણ, દવાદારૂનાં છાળા-પાલા, રંગ, રૂ, ઉન,

ચાંમડા મુખ્ય છે. તે ઉપરાંત રેશમ, મોતી અને સુંદર ચીનીકામ છે.

## ઈમપોર્ટનાં આંકરા.

૧૯૧૯માં ૪૫૦ મીલીયન ક્રાન (૪૫ કરોડ) હતા, જ્યારે ૧૯૨૮માં ૮૦૦ મીલીયન ક્રાન (૮૦ કરોડ) હતા.

## એક્ષપોર્ટના આકરા.

૧૯૧૯ માં, તેલ સીવાય, ફકત ૨૦૦ મીલીયન (૨૦ કરોડ) ક્રાન હતા, જ્યારે ૧૯૨૮ માં ૪૫૦ મીલીયન (૪૫ કરોડ) ક્રાન હતા.

તેલ ૧૯૧૯ માં ૧૫૦ મીલીયન (૧૫ કરોડ) ક્રાન હતાં જ્યારે ૧૯૨૮ માં ૧૦૫૦ મીલીયન (૧ અબજ, ૫ કરોડ) ક્રાન થયા હતા.

ઉપલા આયાત-નિકાશનાં આંકરા ઉપરથી માલમ પડે છે કે ઈરાનનો વેપાર છેલ્લા દાયકામાં ડબલ કરતાં વધી ગયો છે, અને હજી વધવાનાં ચિન્હો ખુલ્લા માલમ પડે છે. જ્યારે તેલની નીકાશ તો ૧૦ ગણી વધી ગઈ છે.

## ઈરાનનો તેલનો મહાન ઉધોગ.

—:o:—

ઈરાનનાં ખુઝીસ્તાન પ્રાંતમાં આવેલા પેટ્રોલીયમ તેલનાં મબળખ ખઝાનાને ઝમીનનાં પેટાંમાથી બાહેર કાઢવા માટે ઇર.ની સરકાર પાસે ૧૯૦૧ માં ઇજારો લેવામાં આવ્યો હતો; અને ૧૪-૪-૧૯૦૯માં ઇંગ્લંડમાં એંગ્લો-પરસીયન ઓઇલ કું. લીમીટેડ સ્થપાઈ હતી, જેની તે વેળાની થાપણ ૨૦ લાખ પૌંડ હતી. ત્યાર બાદ ૧૯૧૬-૧૮ માં બ્રીટીશ સરકારે આ મહાન સાહસની ફતેહ જોઇ, તેનાં ડીબેનચર તથા ઓરડીનરી શેરનો મોટો જથો ખરીદી લીધો હતો. આજે આ કુંપનીની થાપણ ફકત £ ૨,૪૦,૦૦,૦૦૦ છે, જ્યારે વાર્ષીક તેલ ૬૦,૦૦,૦૦૦ ટન નીકળે છે! આ બોહળા તેલનાં કુવાનાં ૩ મુખ્ય વિસ્તાર છે:—મસ્જીદે સુલેમાન, નફ્ટ ખાનેહ, અને હફ્ત કેલ છે. અસ્વચ્છ તેલને સ્વચ્છ બનાવવા માટે "આબાદાન" નામનાં નાના ગામડાને પંસદ કરી ત્યાં

refinery કાઢવામાં આવી હતી. આજે ૨૦ વર્ષમાં તે એક મોટા ઉદ્યોગથી ધમધમી રહેલું અપ-ટુ-ડેટ શહેર બની ગયું છે. અસ્વચ્છ તેલને મજીદે-સુલેમાંનનાં કુવાઓમાંથી સાફ કરવા આબાદાન લાવવા માટે ૧૫૦ માઇલ લાંબી પાઇપ-લાઇન નાંખવામાં આવી છે, અને તેને પંમ્પ કરવા માટે ૪, દર ૩૦ માઇલને અંતરે પંમ્પીંગ સ્ટેશનો નાંખવામાં આવ્યા છે. આ કંપનીએ ઈરાનમાં પોતાનાં કામકાજને સબબે લગભગ ૧૬૦૦ માઇલનાં રસ્તા બાંધ્યા છે અને તેનાં નિભાવ માટે ૪,૦૦૦ ઈરાનીઓને કામ મળે છે. આ કંપનીનાં ઈજારા બદલ ઈરાનને મોટી રોયલટી મળે છે જે ઈરાનની મહેસુલમાં અગત્યની ગણાય છે. ખુદ સામાન્ય ખર્ચ માટે આ કંપની ઇરાનમાં દર વર્ષ £ ૨૦,૦૦,૦૦૦ ખર્ચે છે; અને આસરે ૬૦,૦૦૦ જેટલા ઈરાનીઓને રોજી આપે છે. કંપનીનાં મજુરો માટે સફાઇ સુગડાઇવાલા ઘરો, હોસ્પીટલ, સ્કુલો વગેરેની ગોઠવણ રખાઇ છે. નામદાર રેઝાશાહે આ મહાન ઉદ્યોગની બે વાર આવી તપાસ લીધી હતી.



# ઈરાક

આપણી કદીમ ઈરાનની સલતનતનો મુખ્ય ભાગ તે હાલનું ઇરાક છે; જેથી હાલનાં ઈરાનમાં અનેક જોવાલાયક તવારિખી જગ્યાઓ છે, તેમ ઇરાકમાં પણ છે; અને તે ઈરાનીઓ ઉપરાંત ઈસ્લામીઓ, યાહુદીઓ અને ખ્રીસ્તીઓની પવિત્ર જગ્યાઓ ધરાવવા ભાગ્યશાળી ગણાય છે. "Iraq and the Persian Gulf" નામની ગાઈડનો લખનાર નીચલી સુંદર ભાષામાં ઈરાકનો દાવો રજુ કરે છે:-

" Few corners of the earth hold such a wealth of historical memories, of different

modes and manners, of different men and women. Rich in the glory of ancient civilizations, dyed deep in their lore and legend, Iraq offers the traveller a new experience.

" Walk where St. Paul walked in Damascus, down the 'street called straight'! See what remains to us of the Hanging Gardens of Babylon. Rest for a day in ancient Nineveh! Watch the moon rise over the Temple of Nin-Hursag.' See the flocks winding slowly over the plains in Abraham's Ur' of the Chaldes!"

—:o—

**વીસ્તાર, વસ્તી વગેરે :** ઈરાક, ઈરાનની પશ્ચીમે આવેલા ઘણોખરો સપાટ મુલ્ક છે, જે ટાઇગ્રીસ

(પહેલવીમાં 'દીઝલે') અને યુફ્રેતીસ (પહેલવીમાં 'ફરાત') નદી વચ્ચેની ફલદ્રપ ખીણુનો ભાગ છે, તેને "મેસોપોટેમ્યા" (Mesopotamia) નામથી પણ ઓળખવામાં આવે છે. તેની ઉતરે તર્કી, પક્ષીમે સીરીયા અને ટ્રાન્સ-જોરડન, દક્ષીણ-પક્ષીમ તથા દક્ષીણે નેજદ અને કોવીટ, અને પૂર્વે ઇરાન **છે. વીસ્તાર :** ૧,૪૩,૨૫૦ સ્કે. માઈલ છે. **વસ્તી :** ૨૮,૫૦,૦૦૦ ની ૧૯૨૦ ની સેનસસ મુજબ છે; જેમાં સુની મોસ્લીમ ૧૧,૪૬,૬૮૫; શીયા ૧૪,૯૪,૦૧૫; યાહુડી ૮૭,૦૦૦; ખ્રીસ્તી ૭૮,૭૯૨ અને બીજા ધર્મ પાળનારાઓ ૪૩,૩૦૦.

—:O:—

**રાજકારોબાર :** હાલનુ ઈરાક તે છેલ્લી મહાન લડાઈ પછી, તર્કી સલતનતનાં વીલાયતે મોસલ, વીલાયતે બગદાદ અને વીલાયતે બસરાનું બન્યું છે, અને (League of Nations) લીગ ઓફ નેશનસ

તરફથી તે બ્રીટીશ શહેનશાહાતનાં કાબુ હેઠળ મુકાયું છે. " The British Empire is the Mandatory power. "

ઈજીપ્તનાં ધોરણ ઉપરનો limited monarchy વાળો રાજ કારોબાર છે, જેમાં રૈયતે ચુંટી કાઢેલો અરબ રાજા ફૈઈસુલ, ૨૦ નેમેલા સભાસદોની એક સેનેટ, અને ૮૮ ડેપ્યુટીઓની બીજી ઉતરતા દરજાની મજલીસ છે. ઉપર જણાવેલા ૩ વીલાયતો (પ્રાંતો) ને ૧૪ વિભાગમાં વહેંચી નાંખવામાં આવ્યા છે, અને તે દરેકનો કારોબાર અકેક બ્રીટીશ સલાહકારની મદદ વડે ચલાવવામાં આવે છે. આ મુલ્કનો બચાવ મુખ્ય કરી હવાઈ કાફલા ઉપર લટકેલો છે, જો કે લગભગ ૧૫,૦૦૦ જેટલુ લશ્કર ઈરાકીઓનું ઉભું કરવામાં આવ્યું છે.

——:o:——

**આબોહવા :** જેમ સખત ગરમી (૧૨૫ દીગ્રી જેટલી) તેમ સખત ઠંડી પડે છે. પણ મુખ્ય કરીને હવા ભીનાશ વગરની હોવાથી ગરમી કંટાલો ઉપજાવનારી માલમ નથી પડતી. વર્ષાદ ફકત આખા વર્ષમાં ૧૦ ઇંચ જેટલો પડે છે, જે શીયાળામાં પડે છે. આ મુલકની આબાદી છેક કદીમ ઝમાનાથી તેની નહેરો અને બે નદીઓનાં પાણી ઉપર રહેલી છે. વીલાયતે મોસલનાં ભાગની આબોહવા, તે ભાગ કાંઇક પહાડી હોવાથી, વધુ અનુકુલ જણાય છે.

——:0:——

**પેદાયશ:** મુખ્ય પેદાયશ રૂ ની છે, જેનો પાક The British Cotton Association એ લગભગ એક હાથ કર્યો છે, અને પોતાની જીનીંગ ફેકટરી ઉભી કરી છે. ઘઉં, જવ, અને ખજુર અગત્યની પેદાયશ ગણાય છે, અને ખાસ કરીને બસરા બંદરનો ખજુરનો વેપાર જાણીતો છે. જાનવરોમાં ઊંટ, ચીતો,

**To Friends of Persia!**

**here is a Choice Gift –**

# PERSIAN PICTORIAL CARDS.

24 Interesting cards, shewing ruins, notable personages, ancient ruins, Zoroastrian charitable institutions and places of interest of Persia.

| | Rs. | a. |
|---|---|---|
| 4 Series of 6 cards each. | 0 | 6 |
| 4 Series together ... | 1 | 8 |
| Album ... ... ... | 2 | 4 |
| Postage extra ... | 0 | 4 |

Can be had at—

**THE IRAN LEAGUE,**

Kamar Bldg., Cowasji Patel Street,

Fort, Bombay.

વરૂ, ઘોડા, હરણુ, સાબર, ગઢેડાં, ખચર, શીયાળ, ઘલોડી, શરદા; તથા નદીઓમાં અનેક પ્રકારની મછી પુષ્કળ મળે છે. અગાઉ આ "બે નદીઓ વચ્ચેનો મુલ્ક" જાણે દુન્યાના મોટા ભાગનું "અનાજનું ભંડાર" યાને granary હતું.

——:o:——

**ખનીજ પદાર્થ**: આ બાબતમાં ઈરાક ગરીબ છે, પણ તેનો ખંગ તેમાં પેટ્રોલીયમ તેલનાં કીમતી ઝરા વાળી આપે છે. હીટ, કીરકુક અને મોસલ આગળ તો છેક કદીમ ઝમાનાથી તેલનાં કુવા ખોડાયા હતા, અને હાલમાં પણ ત્યાંથી તેલ કાઢવામાં આવે છે. જાણીતા એંગ્લો પરસીયન ઓઇલ કંપનીનાં પેટ્રોલ્યમનાં કુવા અને ઓહોળું કામકાજ કારૂન નદીની પૂર્વમાં ખુઝીસ્તાન માં છે, જેથી તે ઇરાનની સલતનત હેઠળ છે.

——:o:——

એક પારસી જવાનની ઉંચ કેળવણીમાં "**ઇરાન**" ની મુસાફરી સમાઈ જવી જોઈએ.

**પોસ્ટ, ટેલીગ્રાફ, ટેલીફોન:** આ પ્રકારની સગવડ સારી છે. પોસ્ટલ સરવીસ બ્રીટીશ કાબુ હેઠળ છે. મુલ્કની અંદરના ભાગમાં પોસ્ટ માટે ઈરાક રેલ્વે બહુ ઉપયોગી છે, તે ઉપરાંત મોટોર કારો, સાંઢ, પણ વપરાય છે. વળી યુરોપ, હિન્દ વગેરે ઠેકાણે જતાં કાગળો તથા પારસલો બસરા બંદરથી દર્યા માર્ગે રવાના થાય છે. હિન્દ તથા યુરોપનાં કાગઝો British India St. Nvg. Co. ની મેલ બોટ દર અઠવાડયે મુંબઈ લાવે છે, જ્યાંથી હિન્દમાં તથા યુરોપ મોકલવામાં આવે છે. તે ઉપરાંત હવે Imperial Airways નો હવાઈ મેલ મારફત પણ કાગઝો વગેરે યુરોપ અને હિન્દમાં રવાના કરવાની સગવડ થઈ છે. બસરામાં મોટું વાયરલેસ સ્ટેશન છે, જે ઈજીપ્ત અને તેહરાન સાથ સંબધ ધરાવે છે. મોટા શાહેરોમાં ટેલીફોન સરવીસ છે.

———:0:———

મુંબઇથી ઇરાક જતા કાગઝોના પોસ્ટેજ દર નીચે મુજબ છે :—

કાગઝ :

દર ૧ ઔંસ દીઠ .......... ૩ આના
વધારા દર ,, નાં .......... ૧½ આનો વધુ

રેજીસ્ત્રેશનના પૈસા જુદા પડશે.

હવાઇ મેલ મારફતે મોકલતાં વધારાનાં ૩ આના, દર અર્ધા ઔંસ અથવા તેની અંદરના વજનનાં.

પારસલ.

૩ રતલ સુધીનાં રૂ. ૧-૪-૦
૨૦ ,, ,, રૂ. ૬-૦-૦

ઇરાકમાં હિન્દી પૈસાનું ચલણ ચાલે છે.

ઇન્સ્યુર્ડ લેટર :

રૂ. ૧૮૦૦/- સુધી બસરા, બગદાદ, અમારા, કરબલા, કીરકુક અને મોસલ મોકલી શકશે.

——:0:——

ઈરાન ભુમી ઉપર આપણા પયગામ્બર ઝરાથુસ્ત્રે પોતાની દીન ફાએઝ કરી હતી.

| ટેલીગ્રાફના દર : | | | | | આના |
|---|---|---|---|---|---|
| ઓર્ડીનરી | દર શબ્દ દીઠ | | ... | ... | ૧૧ |
| ડીફર્ડ. | „ | „ | ... | ... | ૫½ |
| D. L. T. | „ | „ | ... | ... | ૩ |
| B. G. | „ | „ | ... | ... | ૭ |
| પ્રેસ. | „ | „ | ... | ... | ૩ |

**નોંધ :** "ઈરાક" રેલ્વેમાં મુસાફરી કરવાનાં ભાવ તાલ વગેરે વીગત આ ગાઈડ નાં બીજા ભાગમાં આપવામાં આવી છે.

———:0:———

## ઇરાન-ઈરાકની મુસાફરીએ જવાની તૈયારી શું કરવી?

૧. **પાસપોર્ટ :** હિન્દ છોડી પરદેશ જવા માટે બ્રીટીશ સરકારનો પરવાનો યાને "પાસપોર્ટ" લેવી જોઈએ, જે માટે મુંબઈમાં કોટમાં આવેલી સેક્રેટરિયેટ

ઓફીસમાં તે કઢાવવી, જે માટે નામનો ખર્ચ થશે. તે પાસપોર્ટ કઢાવ્યા બાદ તે ઉપર ઈરાની સરકારનાં કોનસલ-જનરલ, જે મુંબઇમાં Sea-side કોલાબા ઉપર ઈરાની કોન્સુલેટમાં છે, તેવણુની "વીસા" (vise) લેવી. આ સઘળાનો જુમલે ખર્ચ આશરે રૂ. ૧૨) જેટલો થશે. પાસપોર્ટ બાબે ઘટતી ગોઠવણ મેસર્સ "જીના" ની કું. કરી શકશે, ઈરાકમાં મુસાફરી કરવા માટે પણ સેક્રેટરિયેટમાં પાસપોર્ટ ઉપર નોંધ (endorsement) કરાવી લેવી.

૨. **મુસાફરીનો સામાન :** આસરે ૩ મહિનાની મુસાફરીના સામાનમાં અગત્યની ચીઝોમાં એક સુટ કેસ, એક હોલ્ડ-ઑલ, એક હેન્ડ બૅગ, એક વૉટર બોટલ્ મગ સાથનું, નાની ટીફીન બાસ્કેટ, કેમેરા અને વોકીંગ સ્ટીક, જેઓ સોલા હેટ ન પહેરતા હોય તેઓએ છત્રી લેવી; તથા બાનુઓએ પણ છત્રી લેવી.

**સુટ્કેસમાં:** નીચે મુજબ સામાન લેવાની ભલામણ કરવામાં આવે છે. (ધોબીની સગવડ ઈરાનમાં દરેક ઠેકાણે મળી શકે છે.)

૧ મોટોરની મુસાફરી માટે ખાકી કપડાનો સુટ ઉપયોગી થઈ પડશે.
૨ ઈંગ્લીશ સુટ કમપ્લીટ
૨ ખાકી શર્ટ મુસાફરી માટે
૩ રંગીન ગર્મ શર્ટ
૬ સુદરેહ
૬ ખાકી રૂમાલ
૬ સફેદ ,,
૬ કોલર, તથા તાઇ
૧ પારસી ટોપી (પારસી ધર્મનાં મકાનોમાં જવા માટે)
૧ ફેલ્ટ હેટ, યા પેહેલવી કૅપ
૧ સોલા હેટ

૪ જોડી મોજાં (વધુ જોઈતાં હશે તો ઇરાનમાં મલી શકશે)
૧ મફલર
૨ ફલેનલનું યા ઉલન ગંજીફ્રાક (સ્વેટર)
૧ જોડી ગ્લવઝ્ ગર્મ
૩ દીલનુછના
૪ નેપકીન
બ્રશ, નીખ્યો, માંથે લગાડવાનું તેલ.

ટાઈપીન, કોલર પીન, કોલર સ્ટડ, શર્ટ-સ્લીવ બટન, સેફ્ટી પીન વગેરે એક્ષત્રા રાખવાં.

**હેન્ડ બેગમાં:** દાઢી બોડવાનો સામાન, ટુથ પેસ્ટ કે પાઉડર, ટુથ બ્રશ, લખવાના નોટ પેપર, સોય દોરો, પીન, સાબુ, કાતર, ટોઇલેટ પેપર, થરમોમીટર, થોડી જાણીતી પેટન્ટ દવા જેવીકે-કવીનાઇન ગોળીઓ, પેટ બંધ કરવાની ગોળીઓ યા કલોરોડાઈન, જોલાબની ગોળીંઓ, ટીંકચર આયોડાઇન, ઘા પૂરો, રોલર બેંડેજ,

પેન બામ, ઈકેલીપટસ ઓઇલ, પરમેંગેનેટ ઓફ પોટેશ, બોરીક પાઉડર, વેસીલીન, લાઇસોલ (Lysol) હોટ-વોટર બેગ, આઇસ બેગ. તે ઉપરાંત સૌ કોઈની તબીયતને અનુસરતી દવાઓ, Phillip's Traveller Map of Persia, ફારસી બોલવા માટેની ચોપડી, ખોરદેહ અવસ્તા, રબર, પેન્સીલ, મેઝરમેન્ટ ટેપ, ફાઉન્ટન પેન, બ્લોટીંગ પેપર, પૅન નાઈફ, ટીન-કતર, કેમેરા હોય તો ફીલ્મ રોલઝ વગેરે.

**બૅડીંગમાં:** ૧ ગરમ રગ, ૧ સુજણી, તકીયો, એક્ષત્રા ગલેફ ૨, ગરમ ઓવરકોટ, બાલાકલાવા કેપ, હાથના ગરમ મોજાં, ૧ ચારસો, ઝમીન ઉપર પાંથરવાનું કંતાન, યા નાની સેતરંજી, રાત્રે પહેડી સુવાનાં કપડાં, સ્લીપર, ગરમ મોજાં વગેરે.

ઇરાનની મોટોર મુસાફરીમાં ગરમ ઓવરકોટ સાથે લેવો, અને તેનાં ગજીઆમાં બાલાકલાવા કેપ અને

ગર્મ ગ્લવઝ રાખી મુકવાં. તે અનેક વખત બહુજ કિમતી થઇ પડે છે.

**કૅમ્પ કૉટ :** ૧. કારણુકે ઈરાનમાં નાના ગામડા-ઓમાં ઝમીનઉપર બીસ્તરો પાંથરી સુવાય છે, જેમ મુસાફરોને સુવા ગમતું નથી.

☞ ઈરાનમાં મોટોરમાં મુસાફરી કરવા માટે બને તેટલોજ ઘટતો સામાન લેવાની ભલામણુ કરવામાં આવે છે, નહીતો સામાન વધુ હોવાથી પહાડ ઉપર ચઢતાં મોટોરને ભારે તકલીફ પડે છે.

ઈરાનમાં મોટોર કારની મુસાફરી, મુંબઈથી સ્ટીમરની મુસાફરી, તથા ઈરાકમાં રેલ્વેની મુસાફરી, તે બાબે તમામ ગોઠવણુ મેસર્સ "જીના" કુંપની કરી આપવા તૈયાર છે, જેનો લાભ લેવાની સલાહ અપાય છે. નહિ તો અનુભવની ગેરહાજરીમાં વધુ તકલીફ અને પૈસા ખરચવા પડશે.



# PART II.

## મુસાફરીનો પ્રોગ્રામ.



સ્પેન્ટેમૈન્યુ અને અંગ્રેમૈન્યુ. ભલી શક્તિ બુરીને જેર કરે છે.

## કેટલીક અગત્યની સુચના.

ભવિષ્યમાં ઈરાન તથા ઈરાકની મુલાકાત લેવા ધારતા જરથોસ્તી મુસાફરોને નીચલો પ્રોગ્રામ ઘણો વહેવારૂ અને ઉપયોગી થઈ પડશે. અગર જો મુસાફરી માર્ચ માસની શરૂઆતથી કરવી હોય તો Route No. 8 ની છેલ્લી જગ્યા બસરાથી શરૂઆત કરી Route No. 1 નાં બુશાયર બંદરથી ખતમ કરી, મુંબઈ આવતી સ્ટીમર પકડવી. અગરજો ઈરાનમાં પાનખર રૂતુ (પાઈઝ-autumn) માં મુસાફરી કરવી હોય તો Route No. 1 બુશાયરને રસ્તેથી જવાનું વધુ ઇચ્છવાજોગ થઇ પડશે, કારણ કે શીયાલાની રૂતુમાં ઇરાનનાં ઘણા ભાગોમાં બરફ પડી પહાડી રસ્તાઓ બંધ કરી નાંખે છે, માટે જો બુશાયરથી મુસાફરી શરૂ થાય તો પછી હુમાદાન અને કેરમાનશાહ આગલનાં "અસાદાબાદ" પાસ તથા "પાય-તાક" પાસ ઉતરી ઈરાકમાં આવવાનું સહેલું થઈ પડશે; તે ઉપરાંત

ઈરાકનાં સપાત મુલ્કમાં ઈરાનનાં પહાડી મુલ્ક જેવો સખત શીયાળો ન હોવાથી ત્યાંની જોવા લાયક જગ્યાઓ રાહુતે જોઇ શકાશે. જે મુશાફરો ફકત કેરમાન અને યઝદ જવા માંગતાં હોય, કે જેમ આપણા ઇરાની જરથોસ્તીઓ મુખ્ય ભાગે કરે છે, તેઓને અનુકુલ માર્ગ બંદર અબાસથી છે. હવે તે રસ્તે પણ મોટોરકાર દોડી શકતી હોવાથી, બંદર અબાસ છોડયા પછી લગ ભગ ૪થે દહાડે યઝદ પુંગી શકાય છે. ૪થો રસ્તો "દોઝદાબ" તરફનો છે, જે કવેટાથી N. W. Rly. મારફતે ઈરાનનાં છેક "દોઝદાબ" શહેર સુધી જવાય છે, અને ત્યાંથી મોટોર મારફતે (A) કાંતો, ખોરાશાનમાં મશાહદ, તુસ, તુરબતે હૈદરી, અને ત્યાંથી રશીયન તર્કસ્તાનમાં રશીયન રેલવે મારફતે બોખારા, સમરકંદ બલ્ખ, ખીવા, વગેરે કદીમ જગ્યાઓ ઉપર જવાય છે. (B) દોઝદાબથી બીજો માર્ગ "દસ્તે-લુત" નાં રેતાળ બીયાબાનમાંથી પસાર થઇ બમ, કેરમાન, યઝદ વગેરે જગ્યે જઇ શકાય છે. સગવડભર્યો અને ઝડપી મુસાફરી

ફરી શકાય તેવા માર્ગ બુશાયર બંદર યાતો બસરાથી શરૂ થાય છે. નઝદીકનાં ભવિષ્યમાં ઈરાનમાં તેહરાન સુધી રેલવે દોડશે, ત્યારે અલબત બંદર શાહપુર, જે ઈરાની અખાતમાં માહમેરા બંદરથી થોડે દુર ઈરાની સલતનતનું નવું બંદર થશે, ત્યાંથી તમામ વહેવાર ચાલુ થશે.

——:0:——

## ઇરાનમાં દાખલ થવાનાં માર્ગો.

ઇરાનનું Geographical position એવું મધ્યાન માં છે કે તે મુલકમાં બધી દીસાથી દાખલ થઇ શકાય છે. હિન્દુસ્તાનમાં વસ્તા પારસીઓને તે મુલ્કમાં દાખલ થવાનાં નીચલા ૪ માર્ગો જાણીતાં છે, જ્યારે બીજા માર્ગ યુરોપને રસ્તેથી જતા મુસાફરો માટે છે:

૧, કવેટા-દોઝદાબનો રસ્તો આખો ઝમીન માર્ગ નો છે. કવેટાથી N. W. Rly. મારફતે ઈરાનનાં દોઝદાબ શહેરમાં જઇ ત્યાંથી મોટોર મારફતે જવું.

---

તે પારસી પાદશાહતના જાણીતા મથકો ધરાવે છે.

રસ્તામાં મુખ્ય શહેરો નશરાબાદ, બમ, કેરમાન, યઝદ આવે છે.

૨. **બંદર-અબાસથી કેરમાન :** બ્રીટીશ ઈન્ડીયાની સ્લો બોટમાં બંદર અબાસ ઉતરી, મોટોરમાં કેરમાન, અને યઝદ જવાય છે.

૩. **બુશાયર-શીરાઝ :** બ્રીટીશ ઇન્ડીયાની મેલ બોટ આ બંદરે થોભે છે. તેથી મુંબઇથી પાંચ દિવસ માં બુશાયર જઇ, ત્યાંથી મોટોર યા એરોપ્લેન મારફતે શીરાઝ, તખ્તે જમશીદ, ઇસ્ફાન, તેહરાન જવાય છે.

૪. **બસરા-બગદાદ:** બ્રીટીશ ઇન્ડયા કુંપની મેલ મેલ બોટમાં બસરા જઈ, ત્યાંથી ઈરાક રેલવે મારફતે બગદાદ જવું, અને ત્યાંથી રેલવેમાં આગળ વધી "ખાનીકીન" તરમીનસ ઉતરી, ત્યાંથી મોટોર મારફતે કેરમાનશાહ, હુમદાન, કાઝવીન અને તેહેરાન જવું, યાતો બગદાદથી મોટોર યા એરોપ્લેન કરી સીધા જવું. વધુ. માટે પુછો મેસર્સ જીના એન્ડ કુંપની.

---

૫. **માહમેરા-તેહરાન :** આ કારૂન નદી આગળનો માર્ગ નવો ખોલવામાં આવ્યો છે, જ્યાંથી આહવાઝ, શુશતર, દીઝપુલ, ખુરરમાંબાદ, બુરૂજર્દ, અને કોમ થઇને તેહરાન જવાય છે.

**નોંધ**—હાલ ઇરાનમાં રેલવે બંધાય છે, જે નવા "બંદર શાહપુર" (જે ઇરાની અખાતમાં મોહામેરા નજીકમાં છે) થી શરૂ થઈ ખુઝીસ્તાનમાંથી પસાર થઈ, તેહેરાન જઈ ત્યાંથી છેક કેસ્પીયન સીના બંદર "ગઝ" સુધી લઇ જશે. આ રેલવેનો કેટલોક ભાગ બંધાયો છે, અને બાકીનાનું કામ શરૂ થયું છે.

——:0:——

## યુરોપથી ઈરાન જતા મુસાફરો માટે.

યુરોપથી ઇરાન જવાનાં અનેક માર્ગો છે, જેમાંનાં કેટલાંક અગત્યનાં નીચે આપવામાં આવ્યા છે:—

૧ લંડનથી પેટ્રોગાર્દ સ્ટીમર મારફતે, ત્યાંથી રેલવે મોરફતે મોસ્કો, રોસ્ટોવ અને બાકુ, અને ત્યાંથી સ્ટીમર મારફતે ઇરાની બંદર પહેલવી, ત્યાંથી મોટોર મારફતે તેહરાન.

૨ લંડનથી ઓસ્તાં, બરલીન, એલેક્ષાનટ્રોવો, વોરસો, મોસ્કો, રોસ્ટોવ અને બાકુ (૧૩૫ કલાકની મુસાફરી).

૩ લંડનથી વોરસો અને સીધા રોસ્ટોવ અને બાકુ.

૪ લંડનથી ઓસતાં થઈ વીએના, 'વોલોચીસ્કર રોસ્ટોવ અને બાકુ.

૫ લંડનથી કોનસ્ટેનટીનોપલ (ઓરીયન્ટ એક્ષપ્રેસ અથવા તો મારસેલ્સથી સ્ટીમર મારફતે), ત્યાંથી સ્ટીમર મારફતે Black Sea ઓળંગી બાતુમ બંદર અને ત્યાંથી રેલવે મારફતે બાકુ વાયા તીફલીસ (આ




યુરોપથી ઇરાન આવવાનાં માર્ગોનો નક્શો. (જુઓ પા 97.)

રસ્તેથી આવતાં પાસપોર્ટ ઉપર તર્કીશ, રશીયન અને ઇરાની "વીસા" લેવી જોઇશે.); જેઓને ઉતાવલ વગર ધીરે ધીરે ઇરાન જવું હોય તેઓએ આ માર્ગ પકડવો.

નોંધ—રશીયન રેલવેમાં મુસાફરી કરતાં સામાન સંબધી બહુ ચોકાસી રાખવી, અને બને તેટલો થોડો રાખવો; તેમજ પાસપોર્ટ સંભાળી રાખવી.

નીચલા જાણીતા સખુનો મુસાફરોએ યાદ રાખવા: "Never allow yourself to be separated from your luggage."

લંડનથી તેહરાન સુધીની ફરસ્ટ કલાસ મુસાફરીનો ખર્ચ આસરે ૩૦ પૌંડ થાય; સેકન્ડ કલાસ આસરે ૨૦ પૌંડનો અડસતવામાં આવ્યો છે. વધુ વીગતો માટે મલો—મેસર્સ જીના એન્ડ કુંપની મુંબઇ.

૬ લંડનથી મારસેલ્સ, વેનીસ થઇને બેરૂટ (Bayrout) ત્યાંથી મોટોર મારફતે (The Nairn

Eastern Transport Coy. Ltd. "Overland Desert Service" by Six-wheel Pullman Saloon Cars) ડેમાસકસ, "રૂત્બા" (Rutba Wells) થઈને બગદાદ જવું, અને ઇરાક રેલવે મારફતે "ખાનીકીન" જઈ ત્યાંથી મોટોર મારફતે તેહરાન જવું; યાતો બગદાદથી મોટોર મારફતે તેહરાન જવું, યાતો અઠવાડીયામાં બે–વાર યુંકર એર સરવીસ તેહરાન જવા બગદાદથી ઉપડે છે તેનો લાભ લેવો.

૭ લંડનથી પોર્ટ સૈયદ (Port Said) યા એલેક્ષાન્ડ્રીયા (Alexandria) સ્ટીમરમાં જઈ ત્યાંથી રેલવે મારફતે હયફા (Haifa) બંદરે ઉતરી, ત્યાંથી મોટોર મારફતે બેરૂટ, દેમાસકસ, રૂત્બા થઈ બગદાદ જવું.

૮ લંડનથી રેલવે યા સ્ટીમર મારફતે કોન્સ્ટેંટી નોપલ (Constantinople) જઈ, ત્યાંથી રેલવે મારફતે અલેપ્પો (Aleppo) થઈ હોમ્મ (Homs) યા

દેમાસકસ ઉતરવું, અને ત્યાંથી મોટોર મારફતે બગદાદ જવું.

૯ લંડનથી રેલવે યા સ્ટીમર મારફતે કોન્સ્ટેન્ટીનોપલ જઇ ત્યાંથી રેલવે મારફતે અલેપ્પો ઉતરવું, અને ત્યાંથી મોટોર મારફતે ઇરાક રેલવેમાં કીરકુક (Kirkuk) અથવા બેઇજી (Baiji) સ્ટેશને જઇ ત્યાંથી બગદાદ જવું.

૧૦ લંડનથી કોન્સ્ટેન્ટીનોપલ જઈ ત્યાંથી રેલવે મારફતે નીસીબીન (Nisibin) જંકશન ઉપર ઉતરી, ત્યાંથી મોટોર મારફતે ઇરાક રેલવેના કીરકુક સ્ટેશને જઈ ત્યાંથી બગદાદ જવું.

૧૧ જેઓ બહુજ ઉતાવળમાં મુસાફરી કરવા માંગતાં હોય તેઓએ The Imperial Airways મારફતે લંડનથી (Croydon) ઉપડી, કેરો થઈ બગદાદ જવું, અને ત્યાંથી જુંકર એર સરવીસ મારફતે તેહરાન જવું.

કહેવત છે કે "જવ્યા કરતાં જોયલું ભલું."

૧૨ લંડનથી પોર્ટ સૈયદ યા એલેક્ઝાન્ડ્રીયા સ્ટીમર મારફતે જઈ ત્યાંથી રેલવે મારફતે કેરો જવું, અને ત્યાંથી Imperial Airways મારફતે બગદાદ જવું.

**નોંધ—(A)** ઉપર જણાવેલા માર્ગોમાં નં. ૬, ૭, ૮, માર્ગે મોટોર બગદાદ જતાં તેને સીરીયાનું રેતીનું રણ ઓળંગવું પડે છે; અને બગદાદ વચ્ચેનો તે રણનો છેટો ૨૪ કલાકમાં પસાર થવાય છે. આ રેતીનાં રણમાં અધ વચ્ચે "રુત્બા વેલ્સ" (Rutba Wells) કરીને ખાસ મડક રાખવામાં આવ્યું છે, જ્યાં રાત્રે આરામ લેવા માટે ઓરડાઓ, રેસ્ટોરાં, ઇલેક્ટ્રીક લાઈટ, પંખા, વાયરલેસ, Refrigerating plant, વગેરેની તમામ સગવડો રાખવામાં આવી છે.

(B) જેઓ એરોપ્લેન મારફતે તેહરાનથી યુરોપ રશીયા માર્ગે, યા તો બગદાદ થઈ જવા માંગતા હશે તેઓ તે બાબે તેહરાનમાં તમામ ગોઠવણ કરી શકશે. પણ જેઓને મુંબઈમાં વધુ વીગત જોઈએ હોય તેઓએ તે બાબે મેસર્સ "જીના" એન્ડ કુંપનીને પુછવું.



શહેનશાહ દરાયશનાં મહેલનું restoration. (પર્સીપોલીસ.)

## ઇરાનનાં ખંડયેરો બાબે જાણવાજોગ.

મુસાફરીનું પ્રોગ્રામ હવે શરૂ થનાર છે, તે અગાઉ મુસાફરોને ખાસ કરીને જરથોસ્તીઓને, ઇરાનનાં ખંડયેરો જે મુખ્ય કરી જરથોસ્તી બે મહાન જગ જાહેર શહેનશાહાતો **હખામીની વંશ** (ઇ૦ પુર્વે ૫૫૦–૩૩૧) અને **સાસાની** વંશ નાં (ઇ. સ. ૨૨૬–૬૪૧) છે, તેમાં બાંધકામો બાબે કંઇક જાણવું જરૂરનું થઇ પડશે. ઈરાનની તવારિખનાં બે તદન જુદા ભાગો પાડી શકાય છે :—

૧ **જરથોસ્તી ઝમાનો :**—જે તવારિખી આહદતોથી ભરપુર છે, તે હખામાની વંશની શરૂઆતથી યાને B. C. ૫૫૦ થી શરૂ થઇને સાસાનીયન વંશનાં છેડા સુધી, યાને નેહાંવંદની છેલ્લી લડાઇ સુધીનો A. D. ૬૪૧, એટલે જુમલે ૧૧૯૧ વર્ષનો.

૨ **ઈસલામી ઝમાનો :**—જે A. D. ૬૪૧ થી શરૂ થયો છે તે અત્યાર સુધીનો (૧૯૩૧) એટલે જુમલે ૧૨૯૦ વર્ષનો !

આ એક અજાયબ જેવો સંજોગ છે કે બંને વિભાગો દરેક લગભગ ૧૨૦૦ વર્ષનો આજે હઝારો દેખાડે છે. કારણ કે હાલનાં ઈરાનમાં એકવાર ફરીથી કદીમ જરથોસ્તી ઝમાનાની રહેણી-કરણી, નિતીરીતી, નામો અને તહેવારો ચાલુ કરવાની ભારે ચલવલ ચાલી રહી છે! જેથી જરથોસ્તી હઝારાની ગોયા પાછી શરૂઆત થતી હોય તેવું માલમ પડે છે!

**હખામની શહેનશાહો**—મહાત્મા સાઈરસ, દરાયશ હીસ્તાસપીસ, ઝર્કશીશ, આર્તા-ઝર્કશીશ વગેરેનાં બાંધ કામો નકર પથરનાં અને ભારે દબદબાભર્યાં હતા, જે પથરનાં હોવાથી હજી સુધી ઝમાનાની ગરદીશ સામે બચી રહયા છે; જ્યારે પાછળા સાસાન્યન શહેનશાહો-અર્દશીર, શાહપુર, ખુસરવ વગેરેનાં બાંધકામો મુખ્ય કરી ઈંટનાં હોવાથી તેઓની હસ્તી બહુજ થોડી રહી ગઇ છે. તેથી આજનાં ઈરાનમાં હખામીની ખંડયેરો વધુ જળવાયલા માલમ પડે છે, અને તે ઘણું કરીને પાછળ

આપેલા પ્રોગ્રામનાં માર્ગમાં આવી જતાં હોવાથી ઘણું જાણવાજોગ થઇ પડશે.

**ઇસલામી ઝમાનાની** શરૂઆતનાં બાંધકામોની નીશાન તો કવચીતજ ઇરાનમાં બાકી રહી છે, કારણ કે સાસાન્યન શહેનશાહાતનાં નાશ પછી, ઇરાન ઉપર મોંગલોએ તેમુરલંગની સરદારી હેઠળ ધુંજારો કરી ત્યાં ડારેઠાર નાશ પાંથર્યો હતો. ફકત "નઇન" નામનાં ઇસ્ફાનથી થોડે દુર આવેલા ગામડામાં એક મસ્જીદ છે, તે ઈ. સ. ૧૦૦૦ ની અગાઉ બંધાયલી બચી ગઇ છે. ત્યારપછી તારતરો, તુર્કો અને અફગાનોએ હુમલાઓ કરી નાશ ફેલાવ્યો હતો, તેથી ઇસ્લામી ઝમાનાનાં ૧૫મી સદી પછીનાં બાંધકામો જે મુખ્ય ભાગે સુંદર રંગીન નલ્યા જડેલા ઉંચા મહેરાબવાલો મસ્જીદો અને તે ઉપરનાં બ્લુ આ સોનેરી કલસ ચઢાવેલા ગુંબજ તથા મીનારા છે, તથા મદ્રેશાના મકાનો છે, તે આજે હસ્તી ધરાવતા માલમ પડે છે. તેઓ મુખ્ય શહેરોમાં

નજરે પડે છે, જેને મળતા બાંધકામો આપણે દીલ્હી તથા આગ્રાનાં મોગલ બાદશાહોનાં બાંધેલા કીલ્લા, તથા મસ્જીદો, મીનારા અને કબરોનાં મકાનોમાં થયલાં જોઇએ છીએ.

અરબોએ જરથોસ્તી શહેનશાહાતોની યાદગારીઓનો નાશ કર્યો હતો, અને ત્યાર પછી જે કાંઇ બાકી રહ્યું હતું, તેનો નાશ જંગલી મોંગલો, તારતરો, તુર્કો અને અફગાનોએ કર્યો હતો, તેથી હાલ જે બચ્યું છે તેને નિભાવી રાખવાનાં નેક ઇરાદાથી નામદાર રેઝાશાહ પહેલવીની કેળવાયલી સરકારે ગયા નવેમ્બર ૧૯૩૦ માં મજલીસ મારફતે નવો Archaeological Law પસાર કરાવ્યો છે, જેથી સાયનટીફીક ખોડકામ કરનારાઓ તરફથી ઘણી અગત્યની શોધખોલ નજીકનાં ભવિષ્યમાં થવાની આશા રખાય છે.

———:o:———

## ઇરાની આરકીટેકચર.

——:o:——

ઇરાનમાં મુસાફરી કરનારાઓને ખંડયેરો અને હાલનાં શહેરોની મુલાકાત લેતા જે મકાનો, મહેલો, કીલ્લા, કોતરકામો વગેરે જણાશે, તેઓની પીછાણ માટે નીચલા ૩ મુખ્ય ભાગ કરેલા છે:—

(ઈ. સ. પુર્વે ૫૫૦–૩૩૧)

૧ **હખામીના શહેનશાહતનાં** મહેલો, અસ્તોદાનો અને કોતરકામો, જેવાંકે, પર્સીપોલીસનાં ગંજાવર મહેલો, નક્ષે રૂસ્તમ તથા કુહે રહેમત ઉપરનાં અસ્તોદાનો, બીસ્તુન પહાડ ઉપરના શહેનશાહ દરાયશનાં જગ જાહેર કોતરકામો, અલવંદ પહાડ ઉપરનાં ગંજ-નામેહ ઉપરનાં ખીલારોકી લેખ, તથા પસારગેદી ઉપરનું સાઈરસનુ અસ્તોદાન, અને સુસાના પ્રખ્યાત ખંડયેરો છે.

(ઇ. સ. ૨૨૬–૬૪૧)

૨ **સાસાની શહેનશાહાત** વખતનાં મહેલો, કીલ્લા, પુલો, કોતરકામો અને આતશકદેહો. જેવાંકે, નક્ષે

રૂસ્તમ, નક્ષે શાહપુર, નક્ષે રજબ, તાકે બોસ્તાન ઉપરનાં કોતરકામો, ટેઝીફોન યાને મદાયનનો પ્રખ્યાત મહેરાબ, તથા ફીરૂઝાબાદ (૩જી સદી), સરવીસ્તાન (૪થી સદી) અને કસ્રે શીરીનનાં મહેલો, શુસ્તર અને દીઝપુલ આગલ કારૂન નદી ઉપરનાં બંદ અને પુલો, તથા કીલ્લે શાહપુર, કીલ્લે બહમન, કીલ્લે અર્દશીર, કીલ્લે ફેહેનદર, વગેરે અનેક કીલ્લાઓ, તથા પાય કુલીનાં મીનારાનાં પ્રખ્યાત ખંડયેરો, અને "આહવાઝ" આગળ કારૂન નદીનાં પાણીને ખુઝીસ્તાનને આબાદ કરવા માટે લઇ જનારી નહેરનાં બાંધકામો (સદે આહવાઝ નામથી ઓળખાયા છે).

૩ **ઇસલામી ઝમાનાની** (ઇ. સ. ૬૪૧-૧૯૩૧) મસ્જીદો, મદરેસા, શહેરનાં દરવાઝા, પુલો, મીનારા, બાઝારો **છે**, જે મુખ્ય કરી શીરાઝ, ઇસ્ફાહાન, કઝવીન, મશહેદ, કરબલા, નજફ, કુફા, બગદાદ, યઝદ, કોમ. અને સમારામાં નજરે પડે છે.

---

કારણ તેની ગોઠવણ કરવી કંટાળાભર્યું છે

# મુંબઇથી ઇરાન જતી આવતી સ્ટીમરો.

—:o:—

બ્રીટીશ ઇન્ડીયા સ્ટીમ નેવીગેશન કું. ની સ્ટીમરો ની જવા આવવાની ગોઠવણ નીચે મુજબ છે:—

**મુંબઇથી બસરા.**

| **મેલ સરવીસ** | કયા બંદરો થઇને? | કેટલા દિવસ મુસાફરી |
|---|---|---|
| દર શુકરવારે | મુંબઇ, કરાંચી, બુશાયર, માહુમેરા અને બસરા | ૭ દિવસ |
| **સ્લો સરવીસ** | | |
| દર બુધવારે | કરાંચી, ઇરાની અખાતનાં બધા બંદરો અને બસરા | ૧૪ દિવસ |

**બસરાથી મુંબઇ આવશે.**

| **મેલ સરવીસ** | **સ્લો સરવીસ** |
|---|---|
| દર શનીવારે | દર શુકરવારે |

☞ વધુ વીગત માટે મેસર્સ જીના એન્ડ કુંપનીને ગ્રેશામ બીલડીંગ, એસપ્લેનેડ રોડ—મુંબઇ પુછાવવું.



## સ્ટીમરો.

૧ બ્રીટીશ ઇન્ડીયાની ફાસ્ટ ગલ્ફ સરવીસ માટે ૪ બારકસો દોડે છે. જેઓના નામ :—વાસ્ના, વારેલા, વરસોવા અને વીટા છે, જેઓ ૪૭૦૦ ટનનાં બારકસો છે, અને વાયરલેસની ગોઠવણુ ધરાવે છે.

૨ બ્રીટીશ ઇન્ડયાની સ્લો ગલ્ફ સરવીસ માટે ૬ બારકસો છે, જેઓનાં નામ :—બરામા, બાંકુરા, બારપેટા, બામોરા, બાંન્દ્રા અને બારજોરા છે, જેઓ ૩૨૦૦ ટનનાં છે.

# ઇરાન જતી સ્ટીમરોનું ટાઇમ-ટેબલ.

## મેલ સરવીસ.

| મુંબઈ છોડશે. | કરાંચી છોડશે. | બુશાયર છોડશે. | મહામેરા છોડશે. | બસરા પહોચશે. |
|---|---|---|---|---|
| દર શુકરવારે. | દર રવિવારે. | દર બુધવારે. | દર ભેસ્પત. | ભેસ્પત. |

## ઇરાનથી આવતી મેલ સ્ટીમર.

| મુંબઈ આવશે. | કરાંચી છોડશે. | બુશાયર છોડશે. | મહામેરા છોડશે. | બસરા છોડશે. |
|---|---|---|---|---|
| દર શનીવારે. | દર ભેસ્પત | દર સોમવારે. | દર શનીવારે. | દર શનીવારે. |

## ઈરાનનાં મેલ સ્ટીમર પેસેજનાં ભાવ.

| મુંબઈથી. | ફરસ્ટ કલાસ સીંગલ ખોરાક સાથે. રૂ. | ફરસ્ટ રીટર્ન ટીકેટ. રૂ. | સેંકડ કલાસ ખોરાક સાથે રૂ. | સેંકડ કલાસ ખોરાક વગર. રૂ. | ડેક ટીકેટ ખોરાક વગર પણ મુંબઈ માંના કુલીના ભાડા સાથે. રૂ. આ. |
|---|---|---|---|---|---|
| કરાંચી .. | ૯૫ | ૧૭૫ | ૬૩ | ૫૬ | ૧૩-૦ |
| બુશાયર ... | ૨૮૩ | ૫૦૯ | ૧૮૯ | ૧૫૭ | ૩૨-૮ |
| માહમેરા ... | ૩૧૫ | ૫૬૭ | ૨૧૦ | ૧૭૨ | ૩૮-૮ |
| બસરા ... | ૩૧૫ | ૫૬૭ | ૨૧૦ | ૧૭૨ | ૩૮-૮ |

# ઈરાનનાં સ્લો સ્ટીમર પેસેજનાં ભાવ.

(ઇરાની અખાતનાં બંદરો.)
(૫૫૦ માઈલ)

| મુંબઈથી. | | ફરસ્ટ કલાસ ખોરાક વગર રૂ. | સેકંડ કલાસ ખોરાક વગર રૂ. | ડેક ટીકીટ ખોરાક વગર પણ મુંબઈ માના કુલીના ભાડા સાથે. |
|---|---|---|---|---|
| પસની | ... ... | ૧૦૯ | ૭૭ | ૧૩ |
| ગ્વાડર | ... ... | ૧૦૯ | ૭૭ | ૧૩ |
| ચારબર | ... ... | ૧૨૨ | ૮૬ | ૧૩ |
| મસ્કત | ... ... | ૧૨૨ | ૮૬ | ૧૪ |
| જાસ્ક | ... ... | ૧૪૯ | ૧૦૪ | ૧૬ |
| બંદર-અબાસ | ... | ૧૫૯ | ૧૧૨ | ૧૮ |
| હેનજામ | ... ... | ૧૭૦ | ૧૨૦ | ૨૦ |
| લીંગા | ... ... | ૧૭૦ | ૧૨૦ | ૨૦ |
| દુબાઈ | ... ... | ૧૭૦ | ૧૨૦ | ૨૦ |
| બેહરીન | ... ... | ૧૯૮ | ૧૩૯ | ૨૧ |
| બુશાયર | ... ... | ૨૧૯ | ૧૫૭ | ૩૨-૮ |
| કોવીટ | ... ... | ૨૧૯ | ૧૫૭ | ૩૨ |
| ફાઓ | ... ... | ૨૩૯ | ૧૭૨ | ૩૮ |
| મહામેરા | ... ... | ,, | ૧૭૨ | ૩૮ |
| બસરા | ... ... | ,, | ૧૭૨ | ૩૮ |




ઇરાન જવાનાં ૪ માર્ગ તથા નવી બંધાતી ટ્રાન્સ-પરસીયન રેલ્વે બતાવનારો નક્શા. (પા. 112.)



## ROUTE No. 1.

—:o:—

## બુશાયર બંદરથી મોટોરની મુસાફરીનો પ્રોગ્રામ.

—:o:—

| | માઇલ |
|---|---|
| મુંબઇથી કરાંચી B. I. ના ફ્રાસ્ટ મેલ મારફતે શુકરવારે ઉપડી ૩૫ કલાકે કરાંચી .... ... | ૫૦૦ |
| કરાંચીથી રવીવારે ઉપડી બુધવારે બુશાયર બંદર. | ૧૨૫૦ |

**બુશાયર બંદર**:–દર્યામાં લગભગ પાંચ માઇલ દુર ઉતરવું પડેછે. ત્યાંથી લોંચમાં કીનારે જવું–કસ્તમમાં સામાન તપાસશે–ઇરાન દેશનું જાણીતું બંદર–તાપુ ઉપર બાંધેલું–યુંકર કું. નું એરોડ્રોમ—પરસીયન

ગલ્ફના બ્રીટીશ રેસીડન્ટનું કોનસ્યુલેટ-ઈન્ડો યુરોપીયન ટેલીગ્રાફ-ઈમ્પીરીયલ બેંક ઓફ પરશીયાની શાખા-સ્કુલ-બરાખ- વસ્તી ૩૫,૦૦૦.

આ બંદરેથી પુષ્કળ મોટોરકાર ભાડે મળે છે' જેની સાથ ભાવ તાલની પથ્થણુ કરવી.

| | માઇલ |
|---|---|
| **દલકી** ગામ જેની આગળ પેટ્રોલીયમનો ઝરો છે. અહીંથી "કોટલે-મલુ" (૧૮૫૦ ફીટ) નામનો પહાડી "પાસ" શરૂ થાય છે ... | ૫૦ |
| **કોનાર તખ્ત ગામ**-(અહીંથી "કોટલે-કુમારીજ" અથવા "રૂદક" પાસ (૨૯૫૦ ફીટ) શરૂ થાય છે. | ૧૪ |
| **કુમારીજ ગામ** (અહીંથી "તંગે-તુર્કાન" પાસ શરૂ થાય છે) દીરીઝનાં ખંડયેરો મલે છે. | ૧૨ |
| **કાઝરૂન શહેર** (૨૯૫૦ ફીટ) આ શહેર માં થોભી જઇ ત્યાંથી થોડા માઇલ દુર-શાહપુર | |

શહેરનાં ખંડયેર-નક્ષે શાહપુર તથા પહાડ ઉપર "ગારે શાહપૂર" માં શાહપુર શહેનશાહનું બાવલું જોઇ શકાશે,-કાઝરૂનમાં "બાગે નજર" જોવા લાયક-કાઝરૂન શહેનશાહ કોબાદે તથા શાહપુરે બંધાવ્યું-વસ્તી ૧૨,૦૦૦ ... ... ... ૧૮

કાઝરૂન શહેર છોડી આગળ વધતાં રસ્તામાં "નક્ષે તૈમુર" નું કોતરકામ જોઇ શકાશે.

"કોટલે-દોખ્તર" પાસ ઓળંગવો તથા "કોટલે-પોરીઝન" નો (૬૦૦૦ ફીટ) ઓળંગવો. ૨૧

દશ્તે અરઝનનું ગામ ચશ્મે-સલમાંન, જંગલી બદામનું જંગલ-સુંદર સીનરી ૧૨

**શીરાઝ:** ("દાર-ઑલ-ઍલ્મ") ફાર્સ પ્રાંતની રાજધાણી-શાયેરો હાફીઝ અને સાઅદીની કબરો-બાઝારે વકીલ-બાગે તખ્ત-શહેર બાહેરનાં બગીચાઓ-જરથોસ્તીઓની ધર્મશાલા "બાગે

વકફ"-શીરાઝનાં ગોલાબ--મીશન હોસ્પીટલ-
કરીમ ખાન ઝંદનાં વખતની લશકરી ઈમારતો-
શહેરમાં દાખલ થવાનાં પહાડી માર્ગો-હાફેઝે
પ્રખ્યાત કરેલો રૂખનાબાદ ઝરો-ચુંકર એરોપ્લેન
સરવીસ સ્ટેશન-શીરાઝી વાઇન લાલ અને સુફેદ-
વસ્તી આશરે ૬૦,૦૦૦- ... ... ... ૩૭



તખ્તે જમશીદનાં મહેલમાં "ફરોહર" નું ચિત્ર.

***પરસીપોલીસ યાને તખ્તે જમશીદના ખંડેરો.**

હુખામીની શહેનશાહો દરાયશ, ઝર્કક્ષીશ આર્તા-ઝર્કશીશનાં મહેલો, ભાગળ, તે ઉપરનાં ઉમદા કોતરકામો-ખીલારોકી ભાષામાં લખાયલા લેખો-કુહે રેહેમત ઉપર આવેલા પાદશાહી અસ્તોદાનો;-મર્વદસ્તનું તવારિખી મયદાન-પોલવાર નદી-ઈસ્તખ્રનો કીલ્લો-નક્ષે રજબનાં કોતર કામ. ૩૮૬



**શહેનશાહ દરાયશ હીસ્તાસ્પીસ.**

(* વધુ માટે જુઓ "મારી ઈરાનની ડાયરીમાં ડોકયું," પા. ૧-૨૫.)



"નક્ષે રૂસ્તમ" ઉપરનાં હખામીની શહેનશાહોના અસ્તોદાન.

**નક્ષે-રૂસ્તમ:** ૩ માઈલ દુર નાલાંઓ ઓલં- ૩
લગીને હાજીઆબાદ ગામ આગળ-સાસાન્યન પાદશાહોનાં પહાડ ઉપરનાં તવારિખી કોતરકામો-હુખામીની શહેનશાહોનાં અસ્તોદાનો-કાએબે ઝરદોસ્તની ઈમારત-આતશદાન.



• **મહાન સાઇરસનું અસ્તોદાન (પસારગેદી)**

**પસારગેદી યાને પાસાર્ગદનાં ખંડેર:** મુર્ગઆબનાં મયદાનમાં અસ્તોદાન-કદીમ મહેલનો સ્થંભ, મહાન સાયરસનું બંધાવેલું-બીજા ખંડેરો. .... ... ... ૫૪

**દેહબીદ ગામ** :-૭,૫૦૦ ફીટ ઉંચાઇએ આવેલું ગામડું-રાતના મંઝલ કરવાનું મથક-યઝદ તરફ જવાનો રસ્તો અહીંથી શરૂ થાય છે. ૩૮

( જુઓ બંદર અબાસ-યઝદ માર્ગ નં. ૨ )

**યઝદેખાસ્ત**-એક અજાયબી ઉતપન્ન કરનારૂં વિચીત્ર ગામડું-સુકી નદીનાં ખડક તાપુ ઉપર ગુફા કોતરી વસેલું નાનું ગામડું-નાન વખણાં ચલાં છે.-ફાર્સ પ્રાંતની હદ. ... ... ૯૭

**ઈસ્ફાહાન**-કદીમ વખતનું પ્રખ્યાત શહેર, યુનાની ટોલેમીએ "અસ્પદાન" કહયું છે-કાવે લુહાર સાથ જોડાયલી તવારિખનું મથક-૩૦૦ વર્ષ ઉપર એશીયાનું સૌથી સુંદર શહેર ગણાયું

હતું-સફ્વી વંશના શાહોની રાજધાણી-શાહ અબ્બાસનો ચહેલ સ્તુનનો મહેલ-ચેહાર બાગ એવેન્યુ-પ્રખ્યાત પુલો-આરમીન્યનોનું ઝુલ્ફા ગામડું, ત્યાંનું કદીમ દેવલ-મીનારે જુમ બુન-બાઝાર-ઝયન્દે રૂદ નદી-ખુશનમા આબોહવા, થોડે દુર પહાડ ઉપર આતશ કદેહનું ખંડયેર-થોડા જરથોસ્તીઓ વસે છે-વસ્તી આશારે ૮૦,૦૦૦-યુંકર એર સરવીસ સ્ટેશન છે. .... ૯૧

કોમ-શીયા મઝહબ પાલનારાઓનું પવિત્ર શહેર-ઈમામ રેઝાની બેટી હઝરતે ફાટીમાની કબર,-મસ્જીદનો સોનેરી ગુંબ્દ-મશહદ કરતાં ધાર્મિક દરજ્જામાં જરા ઉતરતું-વસ્તી આસરે ૩૫,૦૦૦. ... ... ૧૭૨$\frac{1}{2}$

તેહેરાન-ઉંચાઇ ૩,૪૪૭ ફીટ-૧૮ મી સદીની આખેરેથી તે છેલ્લા કાજાર વંશ તથા હાલનાં નામદાર રેઝાશાહ પહેલવીનાં

રાજ્યનું પાયતખ્ત-થોડે દુર રયે (અવસ્તાનુ. રઘ) શહેરનું ખંડયેર-પેગમ્બર ઝરથુસ્ત્રની જીંદગી સાથ રયાનો સંબંધ-તેવણના માદર દોગડોનું જન્મ શહેર-પારસી તવારિખમાં પ્રખ્યાત અલબુર્ઝ પહાડ ૮ માઇલ દુર દેખાય છે, જ્યાં શહેનશાહ ફરેદુને નાપાક ઝોહાકને કેદ કરી રસ્તાખીઝ સુધી "કુહે દમાવંદ" અવસ્તાનો-"દએમાવંદ કોહ" (૧૮,૬૦૦ ફીટ ઉંચો) ઉપર બાંધ્યો છે, તે કુહ ફકત ૪૦ માઇલ દુર દેખાય છે-શાહનાં મહેલો-પાર્લામેન્ટ હાઉસ-લાઇબ્રેરીઓ-બાઝાર-ઝરથોસ્તીઓની દરેમહેર-ઝરથોસ્તીઓની છોકરા છોકરીની સ્કુલો-અરબાબ કયખશરોનું ઇરાની ઢબ મૂંજબનું આલીશાન મકાન-લગભગ ૯૦૦ ઝરથોસ્તીઓની વસ્તી જેમાં લગભગ ૫૫૦ એ કેળવણી લીધી છે-બ્રીટીશ તથા રશીયન લીગેશનનાં સુંદર બાગ, તેઓમાંના બીટીશ લીગેશનમાં ૧૯૦૫-૯ નાં

ઇરાનનાં રેવોલ્યુશન વખતે નેશનેલીસ્ટોએ "બસ્ત" લીધો હતો તેની યાદ-ગુલેસ્તાનનો પ્રખ્યાત મહેલ અને તેનું સંગ્રહસ્થાન, દરબાર હોલ-બેન્કો-સરકારી છાપાખાનું-સુંદર મસજીદો, શહેરનાં ૧૨ દરવાઝા ઉપરનાં રંગીન નક્શા ઉપરનાં શાહનામાનાં બનાવોનાં દેખાવો-સીને માઓ-શહેરનો ૧૧ માઇલનો વીસ્તાર છે-તખ્તે તાવુસ તથા મીલીટરી કોલેજમાંનું સંગ્રહસ્થાન-શહેર બાહેરનાં સુંદર ગામો ગુલહક, શમીરાન, ફીરૂઝ બહેરામ-સરકારી ઓરફનેજ-શહેર બાહેર અમેરિકન કોનસ્યુલેટમાં સ્વીમીંગ બાથ. વસ્તી આશરે ૨,૫૦,૦૦૦ ... ... ... ૧૦૦

*દમાવંદ કુહ-માટે લોર્ડ કરઝન પોતાની "Persia" કેતાબનાં વો. I. p. 297, માં નીચે મુજબ લખે છે:—

"What Fujiyama is to the Japanese, Demavend is to the Persian landscape. Both

* જુઓ મારી " ઈરાનની ડાયરીમાં ડોકયું". પા. ૮૯

are over present, aerial and superb. Both have left an enduring mark upon the legends of their country, and if the peerless Fuji has played a greater part in the art of Nippon than has Demavand in that of Iran, it is because the Japanese, while not inferior in ingenuity, are a vastly more imaginative people."

**કાઝવીન**:-શાહપુર બીજાએ સ્થાપ્યું હતું-હારૂન-અલ-રશીદે સુંદર બનાવ્યું હતું-કદીમ વખતનાં આતશકદેહની જગ્યે બંધાયલી જુમા મસીદ-જરથોસ્તી અરબાબ બોરઝુનુ ગ્રાંટ હોટેલ-ઈરાની સરકાર તરફથી પરદેશી એલચીઓ વઝીરોને આવકાર આપવાનું (બાદશાહી મહેમાનદાર તરફનું-મથક (અહીંથી ઉતરમાં યુરોપ જવા માટે

"અંદર પહેલવી" જવાનોઅલબુઝ પહાડ ઉપરથી રસ્તો છે, તે ઉપરાંત આઝર બાઈજાનનાં તબ્રીઝ શહેર વગેરેનો માર્ગ પણ અહીંથી પસાર થાય છે). શાહ તેહમાસ્પ સફવી (૧૫૨૪-૭૬) ની રાજધાણી હતી, જ્યાં મોગલ બાદશાહ હુમાયુનને ૧૦ વર્ષ રાખ્યો હતો-શાહ તેહમાસ્પનાં મહેલનો અલી કપી દરવાઝો જોવા લાયક છે-વસ્તી આસરે ૪૦,૦૦૦. ૯૩½

અહીંથી ૪૦ માઇલ દુર આલમૂત કીલ્લાનાં ખંડયેર છે, જ્યાં એક વાર ખુની હશીશીન ટોળો વસ્તો હતો.

**હમદાન**-કદીમ યુનાનીઓનુ "એકબાતાના" (અવસ્તાનું હગમતીન)-અલવંદ પહાડ (Orantes) અવસ્તાનો "અઉર્વન્દ કોહ" ૨ માઇલ દુર-૧૨૦૦૦ ફીટ ઉંચો-કદીમ ઝમાનાનું મીડીયન, હખામનીયન તથા સાસાન્યન ઇરાની પાદશાહોનું ગરમીની મોસમનું પાયખ્ત- ૧૪૮

૬૦૦૦ ફીટ ઉંચું-શાહનામાનાં વારંવાર જણા વેલું છે-પાદશાહ ફરેદુને આ શાહેરમાંથી જઈ ઝોહાકને પકડયો હતો-હીરોદોટસ તવારિખનવેસ મુજબ આ શેહેરને ૭ રંગની મજબુત દીવાલો હતી-સીકંદર યાને એલેક્ષાનદર-ધી ગ્રેટે આખું ઈરાન જીતી લગભગ રૂ.૪૦ કરોડ જેટલો પોતાનો ખઝાનો અહીં એકઠો કર્યો હતો-૧૪ મી સદીમાં તેમુરલંગે નાશ કર્યો હતો-૧૭મી સદીમાં તુર્કોને હાથે લુંટાયું-આજનું એકબાતાનાં યાને હમદાન એક કચરા પુંજાથી ભરપુર નાનું શહેર-શાહેરમાં ચામડા રંગવાનો તથા સાફ કરવાનો મુખ્ય ઉધોગ-હોટેલો છે-૪-૫ જરથોસ્તીઓ છે-ઇરાની શાહેનશાહ ઝર્કક્ષીશની (બાઈબલનો Ahasuerus ની) રાણી ઈસ્થર, તથા મોર્ડેકાઈ (Esther and Mordecai) ની કબર-દુન્યાનાં મહાન હકીમ લુકમાન અબુસીના યાને

Avicenna ની કબર-સાયર તાહેરની કબર-મુસલ્લાનું ખંડયેર-દરાયશનાં વખતનો શીરે સંગ યાને પથ્થરનો સિંહ-પડોશના અલવંદ કુહ ઉપર "ગંજ-નામે" નામનો પાદશાહ દરાયશ નો ૩ ભાષામાં ખીલા રોકી લેખ છે-આ પહાડનાં મથાળા ઉપર બરફ-કુહે ખોરજનનો ગુફો ૪ માઇલ દુર-વસ્તી આશરે ૩૫,૦૦૦.

**અસાદાબાદ** પાસ: ઓળંગવો .. ૨૩

**કંગાવાર ગામ**: અહીં કદીમ આતશકદેશ હતું, જે "અનાહીત" ને અર્પણ કર્યું હતું, તેનાં ખંડયેરો છે. ... ... ૩૧

**સાહનેહ ગામ**-"બીડીસુર્ખ પાસ" પસાર કરવો-કહેવાતું કયે કાઉસનું દોખમું અહીં છે- ૧૫

**બેહીસ્તુન પહાડ**:-૩૦૦ ફીટ ઉંચાઇએ હખામીની શહેનશાહ દરાયશનો જગજાહેર ખીલારોકી ભાષામાં લેખ-પાદશાહ દરાયશની

ફતેહોની નોંધ છે-આ લેખ સાથ ઉમદા કોતર કામ છે, જેમાં પાદશાહ આગળ ૯ બળવાખોર કેદીઓ ઉભેલા દેખાડયા છે-ફરોહર જણાય છે-રોલીનશને તથા ગ્રોટફેન્ડે આ ખીલારોકી ભાષાની પાછી શોધ કરી હતી. (જુઓ વધુ માટે ડો. જી. જે. મોદીની "મારી મુંબઇ બાહેરની સહેલ" પા. ૩૯૩—૩૬૯.) ... .... ૨૩

કેરમાનશાહ:-(૫૦૦૦ ફીટ ઉંચું) સાસાન્યન ઝમાનાનું જુનું શહેર-બહેરામ ૪થાએ તેને મોટું બનાવ્યું હતુ-૩ હોટેલો છે- "તાકે બોસ્તાન" ૩ માઇલ દુર છે-ત્યાં પહાડ ઉપર કોતરકામો છે-ખુસરો પરવીઝ, શાહપુર બીજા નાં ચિતારો-પેગમ્બર ઝરથુસ્ત્રનો કહેવાતો ચિતાર-ચશ્મે શીરીન-ખુશનુમા સીનરી-વસ્તી આશરે ૬૫,૦૦૦. ૨૪½

યઝદ શહેરમાં.



શેઠ પેસ્તનજી મારકર ઓરફનેજનાં છોકરાઓ ડ્રીલ કરે છે

[ પા. 136.

**સોખ'દીદેહ**-જે ગામ ઝોહાકના છોકરા ઉપર થી પડયું છે, જ્યાંથી "પાય-તાક" પાસ શરૂ થાય છે, જે પુરો થતાં ખીણમાં "તાકે ગારરેહ" નો "ફરહાદ"ની તવારિખી દંતકથાવાળો મહેરાબ આવે છે. ... ... ... ... ૭૯

**કસરે-શીરીન** :-ખુસરો પરવીઝની રાણી શીરીનનાં નામનું શહેર-ખંડયેરો-આતશકદેહ-મહેલોનાં બરસાંખ-શીરીન નદી-ઇરાનની સરહદનું ગામડું-ઇરાની કસ્તમ હાઉસ-ઈરાની સરહદ ઓળંગવી-કસ્તમની તપાસ થશે. .... ... ૩૭

**ખાનીકીન રેલવે સ્ટેશન** :-ઇરાક રેલવેનું તરમીનસ-વેટીંગ રૂમમાં આસરો લઇ રાતની ૯ વાગેની ગાડીમાં બગદાદ જવા ઉપાડવું. ... ૨૦

☞ ઈરાનની મુસાફરી અહીં પુરી થાય છે, અને ઇરાકમાં રેલવેની મુસાફરી શરૂ થાય છે; જે માટે Route No. 9 જુઓ.



ઇરાક રેલ્વે.

## ROUTE No. 2.
## બંદર અબાસથી યઝદ.

બંદર અબાસ:-(ઈરાની અખાત ઉપર મુંબઈથી ૧૩૨૪ માઈલ) બંદર અબાસથી કેરમાન જતાં રસ્તામાં સીરજાન ઉપર એક રાત કાઢવી પડે છે-"તંગે ઝાગ" પાસ સૌથી ઉંચો (૯૦૦૦) છે-આ રસ્તે ખોરાશાનથી

હાડમાર થયલા પારસીઓનાં બાપદાદા ૧૧૦૦ વર્ષ ઉપર પસાર થયા હતા-રસ્તો બીયાબાન પહાડોથી ભરપુર છે-અગાઉ લુટારાઓની ધાસ્તી હતી.

**બંદર અબાસ :** કદીમ ઈરાનનાં હોરમઝદ બંદરથી થોડે દુર છે-ત્યાં દક્ષીણ ઈરાનનો સારો વેપાર ચાલે છે-સ્ટીમરોની ચાલુ આવજાવ છે-ઈમપીરીયલ એરવેઝનુ "કરાચી-ક્રોઇડન" મેલનું એક મથક છે-બ્રીટીશ ઇન્ડીયાની સ્લો સ્ટીમર મુંબઈથી ૮ દિવસે ત્યાં પુગે છે-લગભગ ૩૦ વર્ષની પુરાણી પારસી પહેડી મેસર્સ એસ. દોરાબજી ની કુંપનીની અહીં હેડ ઓફીસ છે-ઈરાની જરથોસ્તીઓ માટે ઉતરવાની ધર્મશાળા છે-ગર્મીનાં દિવસો ઉપર સખત ગરમી પડે છે-આબો હવા ઈરાનનાં પહાડી મુલ્ક જેવી ખુશનમાં નથી.

(બંદર અબાસથી સીરજાન ૨૨૭ માઈલ; સીરજાન થી કેરમાન બરસીલ થઇને ૧૧૬ માઇલ)

બંદર અબાસથી કેરમાન જવાની મંઝલો નીચે મુજબ છે:—

| | | |
|---|---|---|
| બંદર અબાસથી | જેનુ | ૨૬ |
| ,, | સરજેહ | ૩૯$\frac{1}{2}$ |
| ,, | કુત્બ આબાદ | ૬૮ |
| ,, | દેહાને-તંગે-ઝાગ | ૮૮$\frac{1}{2}$ |
| ,, | સાઅદત આબાદ | ૧૦૧ |
| ,, | ધાકુન | ૧૧૨ |
| ,, | હાજી આબાદ | ૧૨૫$\frac{1}{2}$ |
| ,, | અલી-આબાદ | ૧૫૫ |
| ,, | અમીરાબાદ | ૨૦૮ |
| ,, | સીરજાન | ૨૨૭ |
| ,, | ખુને-સુર્ખ | ૨૭૧ |
| ,, | કલેહ બરસીલ | ૨૯૯ |
| ,, | બાગેન | ૩૨૪ |
| ,, | કેરમાન | ૩૪૩ |

કેરમાનઃ આ શહેરમાં બંદર અબાસ તથા દોઝદાબથી આવતા રસ્તા મલે છે-કેરમાન ડીસ્ટ્રીકટનું મુખ્ય શહેર--સુંદર ગામો-જુબાર પહાડો ઉપર બર્ફ નજરે પડે છે-કેરમાન કદીમ ઝમાનાથી મશહુર-એક તવારિખી શહેર છે-દેસ્તે-લૂતનાં બીયાબાન આગળ આબાદ જગ્યે છે-કીલ્લે અદર્શીરનાં ખંડયેર રાતા રંગનાં પત્થરનાં પહાડ ઉપર છે-"ગુંબજે જબલી" કદીમ આતશકદેહનું ખંડયેર ગણાય છે-ઝંદખાનદાનનાં લુત્ફઅલીખાનની યાદગાર બહાદરીનું મથક-૨૦૦ વર્ષ ઉપર અફગાનોએ જરથોસ્તીઓની કતલ ચલાવી હતી તથા ઘરોને નાશ કર્યો હતા તેના ખંડયેરો જણાય છે-જરથોસ્તીઓની વસ્તી આસરે ૨,૦૦૦ની છે-જે શહેર તથા આસપાસનાં ગામોમાં છે-માણેકજી હાંતરિયાએ બાંધેલું નવી ઢબનું તથા જુની ઢબનાં બે દોખમાઓ છે-દરેમહેરો છે-છોકરાઓની સ્કુલો તથા છોકરીઓની સ્કુલો છે-કેરમાનની જરથોસ્તી અનજુમન સારૂં કામ બજાવે છે-ત્યાંનાં જરથોસ્તીઓ આબાદ દીસે છે-આબો હવા ખુશનુમાં છે-

મેવો પુષ્કળ થાય છે-કેરમાનમાં શાલ તથા ગાલીચાનાં ઘણા કારખાના છે-ગાલીચા બહુ પ્રખ્યાત છે-વસ્તી આસરે ૬૦,૦૦૦-દોઝદાબથી ૩૬૨ માઇલ ... ...



રણમાંથી કાફલો પસાર થાય છે.

**નોંધઃ**—બુશાયરથી તેહરાન જતા પારસી મુસાફરોને કુદરતી રીતે જરથોસ્તી વસ્તીનાં **યઝદ** અને **કેરમાન** મથકો જોવાની ઇચ્છા હોય છે, તેઓ શીરાઝથી ૧૨૮ માઇલ ઉપરનાં દેહબીદ ને રસ્તે ઉપલા શહેરો જોઇ પાછા દેહબીદ માર્ગે ન ફરતા, યઝદથી "નઇન" ગામને રસ્તે ઇસ્ફાહાન સીધા જઈ શકશે.

કેરમાનથી યઝદ જવાની મંઝલો નીચે મુજબ છે —

| | | | | માઇલ |
|---|---|---|---|---|
| કેરમાનથી | બાગેન... | ... | ... | ૨૧ |
| ,, | કબુતરખાના | .... | ... | ૪૯ |
| ,, | રફસંજાન (બહેરામાબાદ) | | | ૭૪॥ |
| ,, | બેયાઝ | ... | ... | ૧૧૭ |
| ,, | અનાર | .... | .... | ૧૩૩ |
| ,, | શેમ્શ | ... | ... | ૧૫૩ |
| ,, | મેહુડીઆબાદ ... | | ... | ૧૭૪ |
| ,, | ગર્દે-કુહ | ... | ... | ૧૮૯ |
| ,, | સરે-યઝદ | ... | .... | ૨૦૬ |
| ,, | રહેમતાબાદ | ... | .... | ૨૨૬ |
| ,, | યઝદ ... | ... | ... | ૨૩૧ |

**યઝદઃ**—ઈરાનનાં નીમકનાં ખારવાલી રેતીના રણ દેસ્તેલુતની કીનારી ઉપરનું શાહેર-કદીમ પારસી રાજ વખતે તે રાજદ્વારી અને લડાઇનાં કેદીઓનું બંદીખાનું

હતું-જરથોસ્તી શહેનશાહાતનાં નાશ પછી મુશકેલીમાં વસ્તા જરથોસ્તીઓનું ત્યારપછીનું મથક હતું-ઈરાનનાં અગત્યનાં શહેરોથી ઘણું વીખુતું પડેલું છે-આસપાસ બુલંદ પહાડો છે-ઇરાની જરથોસ્તીઓની મુખ્ય વસ્તી આ શહેર અને તેની આસપાસનાં ૨૮ ગામડાઓમાં છે-શહેરમાં જરથોસ્તીઓની વસ્તી આસરે ૭૦૦-ગામડાઓમાં લગભગ ૬,૦૦૦-મુખ્ય ધંધો ખેતીવાડીનો-શહેરમાં કેટલાક જરથોસ્તીઓ કાપડ વગેરેનાં ધંધો કરે છે-ઇરાનનું એક પુરૂં આતશ બહેરામ અહીં છે-બીજી દરેમેહેરો છે-શેઠ પેસ્તનજી મારકરની છોકરાઓની ઓરફનેજ તથા તેવણની છોકરીઓની હાઇસ્કુલ છે-સર રતન તાતા ડીસ્પેનસરી તથા દેશાઇ મેડીકલ હોમ નાતજાતનાં તફાવત વગર દર્દીઓને મફત રાહત આપે છે-જહાંગીર ઇન્ડસ્ટ્રીયલ હોમ છે-ગાહમબાર ખાનું-ઈરાન દેશના જરથોસ્તીઓની હાલત સુધારનારી મંડળીની સ્કુલો શહેર તથા આસપાસનાં કેટલાક ગામોંમાં સારૂ કામ બજાવે છે-મુંબઈની ઇરાની અનજુમનનાં હસ્તક

જીના કું. એક પારસી સાહસ છે.

મારકર ઓરફનેજ, મારકર ગર્લ સ્કુલ, જેહાંગીર ઇન્ડ-સ્ટ્રીયલ હોમ, સર રતન તાતા ડીસ્પેનસરી સંતોષકારક કામ બજાવે છે-યઝદનાં બાનુઓની મંડળી ધર્મ કેળ-વાણી આપે છે-વખત મળતાં આસપાસનાં જરથોસ્તી ગામડાઓમાં જઈ જરથોસ્તીઓની સ્થિતી તપાસવી-દોખમાં હાલની ઢબ તથા જુની ઢબનાં શહેર બાહેર કેટ-લાક માઇલ દુર છે-પારસી મીશનરી માણેકજી હાંતરી-યાની યાદગાર સેવાઓ-ધાર્મિક જાત્રાની જગ્યાઓ-પીરે સબ્ઝ, (હઇયાતબાનું) નારકી (બાનું નાઝ બાનુ), બાનુ પાર્સ (ખાતુન બાનુ) જયારત ગાહો પહાડોમાં છે-યઝદનું માથેરાન "દેહબાલા" છે, જેની મુલાકત લેવી-મીશન હોસ્પીટલ છે-એક વારની શીયા મુસલમાનોનાં આ ધાર્મીક ઝનુનવાલા શહેરની આજે નાશ પામતી હાલ-તની મસજીદે ગેરેશાસ્પ છે-યઝદના રેશમી કપડા વખ-ણાય છે-આબોહવા ઘણી સારી અને સુકી છે.—અન-જુમને જરથોસ્તીયાન સારૂ કામ બજાવે છે. વસ્તી આસરે ૪૫૦૦૦.

યઝદ બુશાયર બંદરથી આસરે ૫૦૦ માઇલ દુર છે; તેહેરાનથી (ઇસ્ફાહાન થઇને) ૪૭૩ માઇલ; તથા હિન્દુસ્તાનનાં ઝમીન માર્ગનાં દોઝદાબ મથકથી ૫૯૩ માઇલ; અને બંદર-અબાસથી ૫૮૧ માઇલ છે.

---

યઝદથી શીરાઝ જવું હોય તો— માઇલ

| | |
|---|---|
| (૧) તફ્ટ, મેહરીઝ, અરનુન, દેહશીર, | |
| મહેરાબાદ, ગુરતી અને દેહબીદ જવુ ... | ૧૭૪ |
| દેહબીદથી શીરાઝ (મોટોર રસ્તો) ... | ૧૩૦ |

**યઝદથી ઇસ્ફાહાન જવું હોય તો—**

| | |
|---|---|
| (૨) અર્દકાન ૪૬, અકદા ૨૨, નવ ગુમ્બદ ૨૫, નાયન ૨૧, તુદેશ્ક ૨૯, કૂહપાયે ૧૪, સકઝી ૧૯, ગુલનાબાદ ૧૪, અને ઇસ્ફાહાન ૧૩, જુમલે ... ... | ૨૦૩ |



Route No. 3

## તેહરાનથી બાકુ ઝમીન માર્ગે.

જરથોસ્તીઓની ધાર્મિક નજરે આ મુસાફરી અગત્યની ગણાશે, કારણ કે તે આઝરબાઇજનમાં થઇને કરવાની છે. આઝરબાઈઝાનમાં, અવસ્તામાં આરાધેલી કેટલીક જગ્યાઓ આવેલી છે, અને તે ખુદ પેગમ્બર ઝરથુસ્ત્રની જન્મભૂમીનો દેશ ગણાય છે. ઉરૂમીયાનો સરોવર જેને અવસ્તામાં "ચએચસ્ત" કહે છે, અવસ્તાનો "અસ્નવંત" પહાડ તે હમણાનો સહંન્દ પહાડ, અવસ્તાનો "ઉશીદરેન" પહાડ જે હાલનો સેવીલાનનો પહાડ, કે જે ઊપરથી પેગમ્બર સાહેબે દીનની બશારત દાદાર અહુરમઝદ તરફથી મેળવી હતી, અને અમેશાસપંદો સાથની મુલાકાત કરી હતી. ડૉ. સર જીવનજી જ. મોદી * કહે છે કે:—

* જુઓ "મારી મુંબઈ બહારની સહેલ" પા. ૨૯૦

"ઈરાનનો વચલો અને નીચલો ભાગ, તેહરાન, ઈસ્ફ્હોન, શીરાઝ વગેરે જયાં આગળ નામીઆ હુખામીનીયન, સાસાનીયન વગેરે પાદશાહોનાં મકાનોનાં ખંડયેરો મળે છે તે એક રીતે "પાદશાહોનું ઈરાન" કહેવાય; પણ આઝરબાઈઝાન ખુદ "જરથોસ્તનું ઇરાન" કહેવાય. પેગમ્બર જરથોસ્તની જીંદગીના બનાવો સાથ પહેલાં ઈરાનને નહિ પણ પાછળા અઝારબાઈઝાનનાં ઈરાનને સંબંધ છે."

| | માઈલ |
|---|---|
| તેહરાનથી કઝવીન .... ... | ૯૩½ |
| કઝવીનથી ઝનજાન (રસ્તામાં ૪૯ માઈલ દુર અવહરમાં "કિલ્લે દારાબ" નાં ખંડયેર છે.) | ૧૦૭ |

**ઝનજાન** : બાબી પંથવાળાનું એક મજબૂત મથક હતું-ફારસી ભાષા બોલતું આ છેલ્લુ ઈરાની શહેર છે ત્યાર પછીનાં શહેરો અને વસ્તી ઈરાની છતાં તરકીશ ભાષા બોલે છે. રૂપા કામની નક્ષી Silver filigree work માટે આ શહેર વખણાયું છે

* ઝનજાનથી તબ્રીઝ જતા રસ્તામાં ૯૬ માઇલ ઉપર "તર્કોમાન્ચાઇ" નું લડાઈનું મેદાન આવે છે, જ્યાં રશીયાએ ઇરાનને ૧૮૨૮ માં હરાવીને સરતો કરાવી હતી.– "મીયાના" ગામ ઝેરી ડંખવાલા "માકર" ને લીધે જાણીતું છે.

"મીયાના" અને "તબ્રીઝ" બચ્ચેનાં રસ્તામાં એક જુનો પુલ છે જેને "દોખ્તરી પુલ" કહેવાય છે, જે સાસાની ઝમાનાનો અને શુશતરના પુલને કંઇક અંશે મળતો માલમ પડે છે. કફલાન કુહપાસ તથા સીબ્રલા પાસ ઓળંગવો.

માઇલ.

**તબ્રીઝ**:—આઝરબાઇઝાન પ્રાંતની રાજધાની– ૧૬૦
૧૯૦૫ ઇરાનના રેવોલ્યુશન વખતે ત્યાંનાં શાહેરીઓની આગેવાની–મોટું વેપારી મથક–મસ્જીદે કબુદ નું ખંડયેર જે ૧૪૩૭-૬૮ માં જેહાન શાહે બાંધી હતી– બાઝાર–ઉતમ રૂટ–હોટલો છે–તબ્રીઝ એટલે "તાવ દુર

કરનારી જગ્યાં !-વાયરલેસ સ્ટેશન-કીલ્લામાં ઇરાની લશ્કરનું મથક-જુલાઇ ૧૮૫૦ માં અહીં "બાબ" ને ઠાર કરવામાં આવ્યો હતો. તબ્રીઝ-જુલફા રેલ્વેનું તરમીનસ -ધરતીકંપથી આ શહેરને વારંવાર નુકશાન થાય છે-૧૭૮૦ નાં ધરતીકંપે ૪૦,૦૦૦ રહેવાસીઓના જીવ લીધા હતા-વસ્તી ૨,૫૦,૦૦૦-અહીંથી થોભી જઈ રેલ્વે મારફતે યા મોટોરથી આસરે ૮૦ માઇલ દુર આવેલું ઉરૂમીયા સરોવર તથા ઉરૂમીયા શહેર તથા જરથુસ્ત્રની જન્મભૂમી આમુઈ ગામ જોઈ આવી શકશે. રસ્તામાં કદીમ વખતનાં, જરથોસ્તી ગુજરી ગયલાઓનાં હાડકાનાં અસ્તોદાનોનાં ટેકરા નજરે પડશે જેઓને "ગઓર તપઅ" કહે છે. આ મુસાફરી માટે જાણવા જોગ હકીકત ડે.. સર જી. જ. મોદીની ઉપલા કેતાબને પા. ૨૯૩-૩૧૦ મળશે.

| | માઇલ |
|---|---|
| **તબ્રીઝથી જુલ્ફા** ( રેલવે અઠવાડીયામાં બે વાર દોડે છે ) | ૮૦ |

જો આ મુલ્કની મુલાકત લેવી હોય તો તેનું પ્રોગ્રામ નીચે મુંજબ છેઃ—

જુલ્ફાથી ઈરાની સરહદ "એરાસ" નદી ઉપરથી ઓરંગવી-પાસપોર્ટની તપાસ રશીયનોથી લેવાશે-જયાંથી બે માઇલ દુર મોટારે જઇ રશીયન રેલ્વેનાં જુલ્ફા સ્ટેશને જવું.

જુલ્ફાથી **ટીફ્લીસ** એક રાત અને એક દહાડો રેલ્વેમાં મુસાફરી કરવાની છે માટે ખોરાક લઈ લેવો.-ટીફ્લીસ એક સુંદર પહાડી શહેર છે-ઈલેકટ્રીક ટ્રામ સરવીસ છે—દરેક સગવડથી ભરપુર છે-યુનિવરસીટી છે-યુનિવરસીટી મ્યુઝીયમ અને લાઇબ્રેરી છે-જરમન પીલ-ગ્રીમ ફાધસની ઓલાદ એક સદી થઈ વસે છે.

**ટીફ્લીસથી** બાતુમઃ ૧૮ કલાકની રેલવે મુસાફરી છે. જેઓ યુરોપમાં તર્કીનાં કોન્સ્ટેન્ટીનોપલ થઇ જવાના હોય, તેઓએ બ્લૅક સી ઉપરનાં બાતુમ બંદરે ઉતરવું, અને ત્યાંથી સ્ટીમર મારફતે કોન્સ્ટેન્ટીનોપલ જવું.

**ટીફલીસથી** બાકુ : ૧૬ કલાકની રેલ્વે મુસાફરી-બાકુ કાસ્પીયન સી ઉપરનું જાણીતું રશીયન બંદર-હોટલોની સગવડ છે-ઇલેકટ્રીક લાઇટની સગવડ છે-ટ્રાન્સ કોકેસીયન પેટ્રોલીયમ શહેર-વસ્તી ૨,૫૦,૦૦૦-મોટા ગંધક તથા પેટ્રોલીયમનાં કુવા છે-રશીયન અને તુર્કી ઝબાન બોલાય છે-ટેલીફોન ટેલીગ્રાફ સરવીસ છે-થોડા માઇલ દુર "સુરખાની" જગ્યા છે, જ્યાં પેટ્રેલીયમ તેલનાં કુવાઓ છે, જેમાં એક કહેવાતું કદીમ આતકશદેહ છે, જે ખરૂ જોતાં તો હિન્દુ મંદીર છે, જ્યાં "હિન્દુ બ્રાહ્મણો અગ્નીની પુંજા કરતા હતા." ડો. સર જી. જ. મોદીએ ત્યાં નાગરી ભાષાનો લેખ વાંચ્યો છે, જેમાં "શ્રી ગણેશ" ને પહેલા યાદ કર્યો છે, તથા મકાનને "જવાળાજી" કહયું છે-"કીસકાલે" નામનો મીનારો છે, જે કદીમ ઝમાનાનું "અપામ નપાત" યાને નેફ્થા આતશનું મકાન કહેવાય છે-આઝરબાઇઝાન એક્ષ્લોરેશન સોસાયટી-પાદશાહ નૌશીરવાનની બાંધેલી ગંજાવર દેવાર થોડા માઇલ દુર છે.




ખુઝીસ્તાનનો નક્શો.

(જુઓ route No. 8, page 159.)

## ROUTE No. 4

## તેહરાનથી બંદર પહેલવી અને બાકુ.

| | માઇલ |
|---|---|
| તેહરાનથી કઝવીન ... ... | ૯૩૨ |
| કઝવીનથી, ક્યુનોક, પાઇચેનાર, બાલાબાલા, પુલે મન્ઝીલ, રૂદબાર, જમશીદાબાદ, રેશ્ત અને બંદર પહેલવી (અગાઉનું એનઝેલી) ... .... | ૧૧૪ |
| જુમલ | ૨૦૭૨ |

આ મુસાફરીમાં અલબુર્ઝ કુહ ઓલંગતા ઘણીજ સુંદર સીનરી નજરે પડે છે. બંદર પહેલવી કેસ્પીયન સી ઉપર છે. રેશ્ત ગીલાન પ્રાંતની રાજધાણી છે. વસ્તી ૩૦,૦૦૦.

**બંદર પહેલવી:** ૧૯૨૫ ની અગાઉ આ બંદર "એનઝેલી" (Enzeli) તરીકે ઓલખાતું હતું–રેઝાશાહ પહેલવી તખ્ત ઉપર આવ્યા પછી તેનું નામ બદલ્યું–રશીયાનાં લાગવગમાં ઘણુા વર્ષ હોવાથી ત્યાં ઇલેકટ્રીક લાઈટ —"સ્ટીમરનો દક્કો,"—હોટેલો તથા સારા રસ્તા છે–કાવીયેર મચ્છીનો રસીયા સાથ મોટો વેપાર છે–અહીંથી કેસ્પીયન સીનાં રસીયન બંદરો વચ્ચે ચાલુ સ્ટીમરો દોડે છે–ઈરાની કસ્તમ ખાતું છે–ચોખા અને ઘઉં રસીયા જાય છે–યુરોપ જવા માટે અહીંથી સ્ટીમરમાં બેસી ૧૪ કલાકમાં રસીયાના બાકુ બંદરે જવાય છે.

## ROUTE No. 5.

## દોઝદાબનો માર્ગ–કેરમાન સુધી.

જેઓ હિન્દથી ઝમીન માર્ગે ઈરાનનાં મધ્ય અને પૂર્વ ભાગમાં જવા ચહાતાં હોય યા દર્યા માર્ગે જવા

નારાઝ હોય, તેઓ માટે આ માર્ગ છે. N. W. Rly. મારફતે કવેટાથી દોઝદાબ રેલ્વે મારફતે લગભગ ૫૦૦ માઈલ છે, અને તે રેલ્વેની મુસાફરીમાં બે રાત ટ્રેનમાં ગુજારવી પડે છે. રેલ્વેમાં ડાઇનીંગ કાર ન હોવાથી બે દીવસનો ખોરાક કવેટાથી લઈ લેવો. આ આખો તખ્પો શરૂઆતમાં પહાડી અને ત્યારપછી રેતાળ બીયાબાનનો છે જે બ્રાટીશ બલુચીસ્તાનનો એક ભાગ છે. કુહે તફતાનનો લગભગ ૧૮,૦૦૦ નો ઉંચો બરફથી ભરપુર પહાડ "તફતાન સ્ટેશન"થી દક્ષીણમાં નજરે પડે છે, જ્યાંનાં "ખ્વાસ્ત" ગામમાં કોઈ જરથોસ્તી ટોળો વસે છે, એમ કહેવાય છે.

## રેલ્વે ફેર મુંબઈથી દોઝદાબ.

| | | |
|---|---|---|
| ફર્સ્ટ કલાસ | ... ... | રૂ. ૨૧૫ આસરે |
| સેકંડ ,, | ... ... | ,, ૧૦૮ |
| થર્ડ ,, | ... ... | ,, ૩૭ |
| ઈન્ટર ,, | કવેટાથી દોઝદાબ | ,, ૧૯–૩–૦ |

મુંબઈથી ઉપડેલા આસરે ૬ થે દીને દોઝદાબ પુંગી જવાય છે. જુમલે છેટો ૧૮૦૦ માઈલનો છે.

**દોઝદાબ**—ઈરાની સરકારનું શહેર છે, તથા N. W. Rly. Extension નું તરમીનસ છે—તે ૪૫૦૦ ફીટ દર્યાની સપાટીથી ઉંચું છે-ઈરાની કસ્તમખાતું છે-પાસપોર્ટની તથા સામાનની તપાસ લેવાય છે-બ્રોટીશ કોનસલ છે-ઈરાની લશકરી છાવણી છે-આ શહેર કેરમાન, યઝદ, સીસ્તાન અને ખોરાશાન સુધીનાં વેપારનું મધ્ય બીન્દુ છે-ઇરાની, બલુચી, શીકારપુરી હિંદુઓ, બે-ચાર જરથોસ્તીઓ અને વોહુરાની વસ્તી છે-વેપારમાં વધતું જતું શહેર છે-અહીંયા મોટોર ભાડે કરવી-અને મુસાફરીમાં રાત્રે ટેલીફોનખાનામાં આશરો લેવો.

---

એક પારસી જવાનની ઉંચ કેળવણીમાં "ઇરાન" ની મુસાફરી સમાઈ જવી જોઈએ



"દશ્તે લુત"

આ નામનું બીયાબાન દોઝહાબ છોડતાશરૂ થાય છે, તેમાં ચોકસ જગ્યાએજ પાણી મળે છે, કોઈવાર મીઠું અને કોઈવાર કવરૂં, ખારૂં વગેરે.

આ બીયાબાન, દક્ષીણથી ઉતર સેંકડો માઈલ લંબાયલું છે, જે છેક કેરમાન સુધી છે-પણ મુસાફરોને તો તે ઓળંગવાનું પુર્વથી પક્ષીમ છે, જે લગભગ

કારણ ઝળકતી જરથોસ્તી શહેનશાહતો તે ભુમી ઉપર સ્થાપન થઈ હતી.

૨૩૦ માઈલ સુધીનું છે-"બમ" શહેર આગલ તે લગભગ ખતમ થતું જણાય છે-આ બીયાબાન ઓળંગવાની મુસાફરી મોટોરમાં કરતાં ૩ દિવસ નીકલી જાય છે, માટે પુરતો ખોરાક તથા પાણી લઈ લેવું જરૂરનું છે. દોઝદાબથી કેરમાન સુધીની આ મુસાફરીનાં તબકકા નીચે મુજબ છે, જે લગભગ ટેલીગ્રાફ લાઈનની સાથે સાથે છે :— માઈલ.

**દોઝદાબથી નોશરતાબાદ**—આ જગ્યામાં થોડાં કુપડાં છે, પાણી કદવું છે-ટેલીગ્રાફ લાઈન તપાસવા માટે ટેલીફોનખાતું અને તેમાં એક-બે માણસો છે-જંગલી બલુચીઓ થોડે દુર આવેલી "તંગે નાદીરી" પહાડ ઉપર મોટોરને ઉપર ધકેલવા માટે ભાડે કરી શકાશે. ... ૭૫

કવરૂદ—ટેલીગ્રાફ લાઈન માટેનું ટેલીફોન ખાતું છે-પાણી બહુ હઝમયાત છે-રેતાળ ટેકરા ઓ છે. ... ... ... ૪૨

ઈરાન ભુમી ઉપર આપણા પેગમ્બર ઝરાથુસ્ત્રે પોતાની દીન ફાએઝ કરી હતી.

શુરગઝ—નરમ રેતીવાલી જગ્યા છે, જેમાં કેટલીક વાર મોટોર અટકી પડે છે માટે ખુબ સંભાળ રાખવી, નહિ તો કલાકો સુધી રેતીમાં થોભવું પડે-ટેલીફોનખાતું છે-પાણી ખરાબ છે. ... ... ... ... 34

ફાહરજ--સુંદર લીલોતરીવાલી જગ્યાનાનુ ગામડું-મીઠું પાણી—ખોરાક મલે છે, ટેલીફોનખાતું છે-અસલનો માટીનો કીલ્લો છે. પહેલવાન ફરામર્ઝ ત્યાંનાં ઝરામાં નાહ્યો હતો એવી દંત કથા છે. ... ... 36

બમ—પહેલ વહેલું ઇરાની શહેર નજરે પડે છે-પુષકળ આબાદી નજરે પડે છે-ફ્રુટ મળે છે-લશકરની છાવણી છે-મોટું બાઝાર-આશરે ૪૦ જરથોસ્તી ઇરાનીઓ વેપાર કરે છે. "કીલ્લે બહમન" છે-આતશકદેહનું જુનું ખંડયેર છે-ગુલી રંગ બને છે-લુત્ફઅલીખાન ઝંદ સાથ 40

કાજારો સાથ જંગ થયું હતું–અહીં બંદર અબાસ થી કેરમાન જવાનો રસ્તો મળે છે–દેહ બેકરી નામનો પહાડ છે.

——:o:——

કેરમાન—રસ્તામાં દહારઝીન, અબરીક, રાયન ૧૩૮
કરીમાબાદ, માહુન નામનાં ગામડાઓ મળે છે, જેમાં ખોરાક અને પાણીની સગવડ છે, તથા ટેલીફોન ખાનામાં ઉતારો મળી શકે છે–માહુન ગામમાં એક મસ્જીદ છે જે રંગીન નલ્યા જડેલી હોવાથી જોવા લાયક છે, તેની પાછળના પહાડો ઉપર બર્ફ દેખાય છે–કેરમાન આવવાની અગાઉ કેટલા માઇલ સુધી રેતીનાં ટેકરા વચ્ચે રસ્તો છે. કેરમાન શહેરની જગ્યાઓ વીષે આગળ Route No. 2 માં વર્ણન કરી ગયા છીએ.

## ROUTE No. 6.

## દોઝદાબથી મશહેદ થઇને તેહરાન.

—:o:—

આ પુર્વ ઇરાનમાંનો રસ્તો છે, જે ખોરાશાન પ્રાંત માંથી પસાર થાય છે, ઇરાનનાં બે મોટા રણો-દેશ્તે લૂત અને દેશ્તે-કવીર જે કદીમ ઝમાનાનાં સુકાયલા દર્યાવ કહેવાય છે-તેની પુર્વ અને ઉતર કીનારી ઉપરથી પસાર થાય છે, અને છેવટે અલબુર્ઝ કુહની ટળેટીએ થઇ તેહરાન જાય છે. પારસીઓનાં ન્યાગાનો ઇરાનનું રાજ ખોહયા પછી ૧૦૦ વર્ષ સુધી આ ખોરાશાન પ્રાંતમાં વસ્યા હતા. છેલ્લી મહાન લડાઈ વખ્તે બ્રીટીશોએ દોઝદાબથી મશહેદ સુધીનો મોટોર રસ્તો બાંધ્યો હતો, જે ઉપરથી હજી પણ મોટોર સરવીસ દોડે છે.

---

ભવિષ્યનું પારસી "નેશનલ હોમ" આ ભુમી ઉપર થવાની આધાહી થઈ છે.

આ મુસાફરીના તબકકા નીચે મુજબ છે:—

| | માઇલ |
|---|---|
| દોઝદાબથી કુહ મલેક શીહાં (જ્યાં પહેલવાન ફ્રામર્ઝની ઝીયારતગાહ કહેવાય છે) | ૩૪ |
| કુહે મલીકશીહાથી ખુસરવાબાદ, જ્યાં પાદશાહ કયખુસરો ગોફ્રેનશીન થયા હતા એમ કહેવાય છે-જમશીદી નવરૂઝને દીને મેળો ભરાય છે-ભેદી ગુફો ત્યાં છે-ઈસ્લામીઓ તેને "નૂરે-ઈસ્લામ" ની જગ્યા કહે છે. "સુફેદ કુહ" થી ૨૧ માઈલ દુર. | ૧૪૧ |
| ખુસરવાબાદથી શુસ્પ (કદીમ ખંડયેરો છે-હામુન નદીનો પુલ છે.) | ૮૮ |
| શુસ્પથી બીરજંદ ... ... | ૮૨ |
| બીરજંન્દથી કઇન (ઉતમ પ્રકારની કેસર મળે છે.) | ૮૮ |

| | |
|---|---|
| કઇનથી રૂમ (ખંડયેરા છે) ... ... | ૪૪ |
| રૂમથી લયલા (જ્યાં સાસાન્યન ઝમાનાનો બાંધેલો સરોવર તથા ખંડયેરા છે–જદ આલુ માટે મશહુર છે) થઇને તુરબતે હેદરી. | ૧૦૦ |
| તુરબતે-હેદરીથી કુહે રૂસ્તમ ... ... | ૩૮ |
| કુહે રૂસ્તમથી મશહદ ... ... ... | ૪૦ |
| જુમલે | ૬૫૫ |

| | |
|---|---|
| મશહદથી નીશાપુર ... ... .... | ૭૦ |
| નીશાપુરથી સબ્ઝવાર કદીમ જરથોસ્તી ખંડયેરા જે "કુહે ગબ્ર." નામના... ... | ૧૪૦ |
| સબ્ઝવારથી શાહરૂદ ... ... ... | ૧૨૦ |
| શાહરૂદથી ધમધામ ... ... ... | ૪૦ |
| ધમધામથી સેમનુન ... ... ... | ૭૦ |
| સેમનુનથી તેહરાન ... ... ... | ૧૨૦ |
| જુમલે | ૫૬૦ |

**મશહેદ** :—ખોરાશાન પ્રાંતની રાજધાની—૩૨૦૦ ફીટ ઉંચું-બ્રીટીસ કોનસલ જનરલની બેઠક-શીયા મોસેલેમોનું પવિત્ર શહેર કરબલા અને મકકાથી જરા ઉતરતું-ઈમામ રેઝાની કબર-બેશુમાર ઝર ઝવેરાત આ કબરવાલી ઈમારતમાં ઠારેઠાર જડેલાં છે-શાહ નાદીરશાહની કબર-શાહ રૂખની રાણીએ બંધાવેલી મસીદ, ઈરાનમાં સૌથી સુંદર અને દમામદાર કેહેવાય છે-ખલીફ હારૂન-અલ-રશીદની કબર છે-રશીયા સાથ હિન્દ, તથા અફગાનીસ્તાનના વેપારનું મઠક- યુંકર એર સરવીસનું તરમીનસ છે-રશીયન સરહદ અશકાબાદથી ૧૨૧ દુર છે. વસ્તી ૮૦,૦૦૦ ... ... ...

મશહેદથી જતાં **નીશાપૂરમાં** ઈરાનની કદીમ વખતની જાણીતી પીરોજા માણેકની ખાણ છે, જે ૩૦ માઇલ ઉપર છે. એકવાર સલજુકી શાહોનું રાજધાણી શહેર હતું-શાહપુર ૧લાએ પાદશાહે સ્થાપ્યું હતું. દંતકથા પ્રમાણે પેશદાદી તહેમુરસ્પે બાંધ્યું હતું.

—:o:—



શહેરે ઝાબુલની એક જગ્યા.

## ROUTE No. 7.

## દોઝદાબથી સીસ્તાન.

—:o:—

શાહનામાથી જગ મશહુર થયલા તેહમતન રૂસ્તમ તથા શામ નરીમાનની ઔલાદનાં પહેલવાનોની જન્મ ભુમિ તરીકે ઝાબુલીસ્તાન યાને સીસ્તાન પ્રાંત જાણીતો છે, હાલ અધું સીસ્તાન ઇરાની હુકુમત હઠલ, તથા બાકીનું પુર્વ તરફનું અધું અફગાનીસ્તાન હસ્તક છે. આ મુલ્કમાં જવાની મંઝલો નીચે મુજબ છે:—

| | માઇલ |
|---|---|
| દોઝદાબથી કુહ મલીક-શીહા ... | ૩૪ |
| કુહ મલીક શીહાથી હુરમક ... | ૮ |
| હુરમકથી દુરેઈ .... ... ... | ૧૨ |
| દુરેઇથી કીલ્લે-રૂસ્તમ .... ... | ૨૦ |
| કીલ્લે-રૂસ્તમથી દૌલાતાબાદ ... ... | ૨૮ |
| દૌલાતાબાદથી સીસ્તાન (શહેરે ઝાબુલ) | ૨૩ |
| જુમલે | ૧૨૫ |

આ મુલ્કમાં કદીમ ઝમાનાના ખંડયેરો ઠારેઠાર નજરે પડે છે. અને અનેક ખંડયેર કીલ્લાઓ કે ઈમારતો કે જગ્યાઓ સાથ તહેમતન રૂસ્તમ, પહેલવાન ફ્રરામર્ઝ, કે ઝાલ, ગુસ્તાસ્પ, કાઉસ, અને શામનાં નામ જોડાયલાં રહયાં છે. હેલમંદ નદી અને તેની શાખાઓના પાણીથી આ રેતાળ મુલ્ક બહુ ફળદ્રપ થાય છે, અને ઘઉ અને રૂનો મોટો પાક ઉતરે છે.

## ROUTE No. 8.

## માહમેરાથી તેહેરાન

——:o:——

નામદાર રેઝાશાહે થોડુંક થયું આ નવો રસ્તો મોટોરકારની મુસાફરી માટે ખુલ્લો મુકયો છે, જે મુખ્ય ભાગે કારૂન નદીની લગોલગથી તથા બખ્તયારી ઓનાં મુલ્કમાંથી પસાર થાય છે, અને તે ઈરાની અખાતમાંથી તેહરાન જવાનો સૌથી ટુંકો રસ્તો છે. આ રસ્તાની મંઝલો નીચે મુજબ છે:—

| | માઇલ |
|---|---|
| આબાદાનથી માહમેરા (બોટમાં બેસી જવું) | ૧૦ |
| માહમેરાથી આહવાઝ (મોટોરમાં) ... | ૬૮ |
| આહવાઝથી દીઝપુલ ... ... ... | ૭૨ |

| | | | | |
|---|---|---|---|---|
| દીઝપુલથી સુલતાનાબાદ... | .... | ... | ... | ૧૮૩ |
| સુલતાનાબાદથી સાવેહ ... | ... | ... | ... | ૫૫ |
| સાવેહથી તેહરાન | ... | ... | ... | ૪૬ |
| | | | જુમલે માઈલ | ૪૩૪ |

———:o:———



"મિથ્ર."

તે પારસી પાદશાહતના જાણીતા મથકો ધરાવે છે.

"ઇરાક" માંનું જગજાહેર ખંડેર.



"તાકે કિસરા"

[પાયતખ્ત મદાયનમાંનાં સાસાની શેહેનશાહોનાં મેહેલનો ૧૦૦ ફીટ ઉંચો મહેરાબ.]

# ROUTE No. 9.

## ઇરાક



### બગદાદ શહેર.

ઇરાની સરહદનું "કસરે-શીરીન" ગામ છોડવા બાદ ઇરાન અને ઇરાકની સરહદ આવે છે, જયાં બંને સરકારથી કસ્તમની તપાસ તથા પાસપોર્ટ જોવાય છે. અને ઇરાકનાં રાજ્યમાં દાખલ થવાય છે, જેનું પહેલું મથક ખાનીકીન ગામ છે. જ્યા ઇરાક રેલવેનું તરમાનસ છે, સ્ટેશન ઉપર વેટીંગ રૂમમાં આસરો લઇ રાતની ૯ વાગેની ગાડીમાં બગદાદ જવા ઉપડવું. ખાનીકીનથી બગદાદ સવારે ૭-૩૦ વાગે પુંગવું ... ૧૦૯ માઇલ

ત્યાં "ઇરાક રેલ્વે" માં ફરાગાતથી મુસાફરી કરી શકાય છે.

બગદાદ:—ઇરાક રેલવેનું મોટું જંકશન—ઇમપીરિયલ એરવેઝનું એક સ્ટેશન-યુંકર એરવેઝનું તરમીનસ-ઇરાક સરકારની રાજધાણી-ખલીફ મનસુરે બાંધેલું-અરેબીયન નાઇટસનું પ્રખ્યાત શહેર-ટાઇગ્રીસ નદીને કાંઠે-છેલ્લી લડાઈ પછી બ્રીટીશોનાં કબજામાં-નદી ઉપર મોડ બ્રીડજ-પ્રખ્યાત મસ્જીદો-જાણુવાજોગ મ્યુઝીયમ—હોટેલ-બાઝાર—ઇલેકટ્રીક લાઇટ--ટેલીફોન, ટેલીગ્રાફ-અરબ રાજા ફૈઇસુલ-બ્રીટીશ હાઈ કમીશનર-કોર્ટ-વેપારનું મથક-અંહીંથી ઘણે રસ્તે યુરોપ જવાય છે-Nairn Eastern Transport Coy. ની ઓફીસ-બેન્ક-૨૦ માઇલ દુર "તાકે-કિસરા" યા Ctesiphon નો પ્રખ્યાત નૌશીરવાનના મહેલનો મહેરાબ, જે દુન્યામાં "largest un-supported arch" કહેવાય છે, તેની પડોશનાં કદીમ સેલ્યુસીયા શહેરનાં ખંડયેર- વસ્તી ૧,૨૦,૦૦૦

કાદેમન શહેર-૫ માઇલ દુર જેમાં ૭ અને ૮ માં ઈમામની કબરો છે.

કરબલા-ટ્રેન યા મોટોરમાં બેસી જઇ શકાશે-. આ શહેરમાં શીયા પંથનાં મુસલમાનોની પવિત્ર જગ્યાઓ છે-કરબલામાં ઇમામ હુશેનની કબર છે-બગદાદથી ૬૮ માઈલ, બસરાથી ૩૩૨ માઇલ છે.

**બેબીલોનનાં ખંડયરો**:—ખાલડીયનોનું પ્રખ્યાત શહેર જે હુખામીની શહેનશાહ સાઇરસ-ધ-ગ્રેટે જીત્યું હતું--યુફ્રેટીસને કાંઠેનું ગંજાવર ખંડયેર-૪૦૦૦ B.C. વર્ષનું બાંધેલું શહેર-એલેક્ષાનદર-ધ-ગ્રેટની મરણની જગ્યા (૩૨૩ B. C)-હીલાહ સ્ટેશનથી ૩ માઈલ દૂર છે-રેલવે રેસ્ટ હાઉસમાં ઉતરવું.

**નજફ**:-શીયા મુસલમાનો પવિત્રાઈમાં મકકાથી જરાજ ઉતરતું ગણે છે-આ શહેરમાં દુન્યાનાં અનેક ભાગોમાંથી શીયા મુસલમાનો મુરદાં દાતવા મોકલે છે-આ શહેરમાં દતાવાથી બહેસ્ત મળે છે એમ માન્યતા-પેગમ્બર મહમદનાં જમાઈ અલીની કબર છે. કરબલાથી ૫૦ માઇલ દુર છે.

---

કુફા :—નજફથી ૫ માઇલ દુર-હઝરત અલીનાં ખુનની જગ્યા ઉપર મસજીદ છે.

બસરા :—ઇરાની અખાતને નાકેનું શેટ-અલ-અરબ ઉપરનું બંદર-બ્રીટીશ ઇન્ડીયા સ્ટીમ નેવીગેશન કું૰નું છેલ્લું બંદર—બસરા અને તેનું પરૂ "અશાર" મળીને "The Venice of the East." કહેવાય છે-ઇ. સ. ૬૩૬ માં ખલીફ ઉમરે બાંધ્યું હતું-સીનબાદ ખલાસીનું મથક-૧૯૧૪ ઇગ્રેજનાં હાથમાં તર્કીઓ પાસેથી આવ્યું હતું-ખજુરને નીકાશ કરવાનું મોટું બંદર-૧ લાખ ટન દર વર્ષ ખજુર નીકાશ થાય છે-ઇરાક રેલ્વેનું તરમીનસ છે.

—:o:—

કીશ: B. C. 4000 વર્ષ ઉપરનું શહેરનું ખંડયેર-કીશમાં મોટું મંદીર હતું-કીલ્લામાંના મહેલનું મહાન ખંડયેર જોવા લાયક છે-હીલ્લાહ સ્ટેશનથી ૧૪ માઇલ દુર છે.

ઊર : ઈરાક રેલ્વેનું ઊર જંકશન સ્ટેશન છે*-રેલ્વે રેસ્ટ હાઉસ છે—ખાલડીયન પ્રજાનું ઊર શહેરનું ખંડયેર બહુ જુનું અને જાણીતું હતું-ઇબ્રાહીમ પેગમ્બરનાં જન્મભુમી કહેવાય છે-યુફ્રેટીસ નદી ઉપર ૧૯૨૨ માં ખોડકામ બ્રીટીશ મ્યુઝીયમ તથા પેનસીલ વેન્યાની યુનીવરસીટી મ્યુઝીયમ તરફથી કરવામાં આવ્યું હતું-ઝીગુરટ ટાવર-ચંદ્ર દેવીનું મંદીર-જુના શહેરનાં ઘરો-આરામગાહમાંથી મલેલા ઝવેરાત બગદાદ મ્યુઝીયમમાં છે.

કીરકુક :—કુર્દીસ્તાનનાં બરફથી ભરપુર પહાડોની સીનરી-કુર્દીસ લોક-તકલાન શહેરનું (૧૪ માઇલ દુર) ૩૫૦૦ વર્ષનું ખંડયેર-પેટ્રોલ્યમ તેલનાં કુવા-ડેનીયલ પેગમ્બરનું દેવલ. બગદાદથી ટ્રેન મારફતે ૨૦૧ માઇલ-હોટેલની સગવડ છે—ટેક્ષી મળશે.

* બસરાથી ૧૨૬ માઇલ, અને બગદાદથી ૨૨૮ માઇલ.

**બાબા ગુરગર :**—કીરકુકથી ૫ માઇલ દુર છે–ઝમીનમાંથી ચાલુ બળતાનાં સોળા ઝમાનાઓ થયાં નીકળે છે.

**અરબીલ**—મોટોરમાં ૬૩ માઇલ કીરકૂકથી–આ કદીમ એસીરીયન શહેર હજી મોજુદ વસાયલું છે–તેનું નામ "ચાર ખોદા" થાય છે—પૃથ્વીની માતા ઇશતર ( Ishtar, the great Mother Goddess ) નું મંદીર છે–થોડે દુર "અરબાલા"ની મહાન લડાઇનું મયદાન છે, જેમાં ઇરાની હુખામીની પાદશાહ દારીયસ અને એલેક્ષાન્દર–ધ–ગ્રેટ વચ્ચે લડાઈ થઇ હતી, જેથી ઇરાનનું રાજ્ય એલેક્ષાન્દરને હાથ ગયું હતું. ( ઈ. સ. પુર્વ ૩૩૧ માં. )

**મોસલ :**—રેલવેના Baiji Junc. થી કાર મારફતે ૭ કલાકમાં જવાય છે. ( ૧૨૪ માઇલ ) તેની ટીકેટ ( રેલવે તથા મોટોર મળીને ) બગદાદ સ્ટેશન ઉપરથી

મળે છે-સુંદર શેહેર-સફેદ પથરની બીલ્ડીંગો-કદીમ કીલ્લેબંધી-ખાલ્ડીયન અને નેસ્ટોરીયન ખ્રીસ્તીઓનું મથક—શહેર બાહેર.———

**નીનીવેહનાં** (નીનસ) ખંડયેરો છે જે કદીમ એસીરીયાની રાજધાની હતું, અને ધરતીકંપથી ગરક થયું હતું-૧૮૪૫ માં Layard એ ખોડકામ કર્યું હતું-૨૨૦૦૦ ઇંટો ઉપર લખાયલી તવારિખ Ashur-banipal ની લાઇબ્રેરીને ખોડીને મેળવી હતી-થોડે દુર **નીમરૂદનું** ખંડયેર છે, જેનાં વીષે બાઇબલમાં ઇસારો થયો છે-Layard એ આ ટેકરો પણ ખોડયો હતો, જેમાંથી બાવળાં નીકલ્યાં હતાં.

**ફોટા : Baiji Juno.થી**

——:o:——

૮૦ માઇલ દુર મોટોરમાં જવાય છે-હરાકનું એક ઘણું ખેંચાણકારક ખંડયેર છે-ઇરાનનાં પારથીયન વંશે અહીં કીલ્લો બાંધ્યો હતો-તે બહુ અજીત ગણાતો હતો-રોમનોએ તે જીતવા ૪ વાર કોશેશ કરી હતી-જેમાં

પહેલીવાર 117 A. D.-શાહપુર બીજાએ તે જીત્યો હતો-મહેલનું ખંડયેર જેની દીવાલ ઉપર ઉમદા કોતર કામો સારી હાલતમાં છે-રેતાળ જગ્યાની મધ્યાનમાં એકાંત જગ્યે આ પ્રખ્યાત ખંડયેર હોવાથી તે ઘણો અસરકારક છાપ મગજ ઉપર બેસાડે છે

—:o:—

## ઇરાક રેલ્વેની ટીકેટનાં ભાવ.

| | ફરસ્ટ | | સેકંન્ડ | |
|---|---|---|---|---|
| | રૂ. | આ. | રૂ. | આ. |
| બસરા (મકીલ) થી બગદાદ | ૫૦ | ૭ | ૩૩ | ૧૦ |
| ,, ,, ઊર જંકશન | ૧૮ | ૦ | ૧૨ | ૦ |
| ,, ,, હીલ્લાહ | ૪૪ | ૭ | ૨૯ | ૧૦ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| બગદાદથી | હીલ્લાહ | ૩ ૬ | ૦ | ૪ | ૦ |
| ,, | કરબલા | ૬ | ૬ | ૪ | ૪ |
| ,, | ઊર જકશન | ૨૬ | ૧૩ | ૧૭ | ૧૪ |
| ,, | બઈજી ટરમીનસ | ૨૪ | ૧૩ | ૧૬ | ૧૦ |
| ,, | ખાનીકીન | ૧૦ | ૫ | ૬ | ૧૪ |
| ,, | કીરકુક | ૧૮ | ૫ | ૧૨ | ૧૦ |

રીટર્ન ટીકેટ ૩૦ દિવસની મુદત માટે મળી શકે છે, જે સીંગલ ફેર કરતાં ૩/૪ વધુ ભાવે મળશે. સીટ રીઝર્વનો રૂ. ૧ પડશે. મુસાફરોની સગવડ માટે રીઝર્વડ સલુનને કોઈ સ્ટેશન ઉપર છુટું કરવામાં આવશે, તો એક કલાકનાં આના ૮ ને હિસાબે ચાર્જ કરવામાં આવશે.

## ડાઈનીંગ કાર.

| | | ફરસ્ટ કલાસ | | | સેકંડ કલાસ | |
|---|---|---|---|---|---|---|
| | | રૂ. | આ. | | રૂ. | આ |
| સકાળે ચાહ | ... | ૦ | ૧૨ | ... | ૦ | ૯ |
| નાસ્તો ... | ... | ૨ | ૮ | ... | ૧ | ૮ |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| લન્ચ | ... | ... | ૨ | ૮ ... | ૧ | ૮ |
| ચાહ | ... | ... | ૦ | ૧૨ ... | ૦ | ૮ |
| ડીનર | .... | ... | ૩ | ૮ ... | ૨ | ૦ |

## રેલ્વે રેસ્ટ હાઉસ

રેલ્વે રેસ્ટ હાઉસમાં ફરનીચર, બેડીંગ, વાસણો છે, તથા બબરચી પણ રાખવામાં આવ્યો છે, જે ને અગાઉથી ખાણા માટે ખબર આપવી :—

| | | | રૂ. | આ |
|---|---|---|---|---|
| સકાળે ચાહ | ... | ... | ૦ | ૧૨ |
| નાસ્તો | ... | ... | ૨ | ૮ |
| લન્ચ ... | ... | ... | ૨ | ૮ |
| ચાહ બપોરની | ... | .... | ૦ | ૧૨ |
| ડીનર ... | ... | ... | ૩ | ૮ |

આ રેસ્ટ હાઉસમાં ઉતરવાનું ભાડું ૨૪ કલાકનાં અથવા તેથી ઓછા કલાકના દર માણસ દીઠ રૂ. ૨ છે. બેડીંગ વાપરવાના રૂ. ૨ જુદા છે. ઓરડામાં ઈલેકત્રીક લાઈટ તથા પંખા હોય છે.

——:0:——

# ઇરાની એર સરવીસનું ટાઇમ ટેબલ.

## ૧ તેહરાન-પહેલવી-બાકુ.

| | | કલાક | |
|---|---|---|---|
| તેહરાનથી | દર સોમવારે સવારે | ૬ | ઉપડશે |
| પહેલવી બંદર | ... ... | ૮ | પુંગશે |
| | | ૧૧ | ઉપડશે |
| બાકુ બંદર | ... બપોરે | ૨ | પુંગશે |
| બાકુથી | મંગલવારે સવારે | ૬ | ઉપડશે |
| પહેલવી | ” ” | ૯ | પુંગશે |
| | | ૧૧ | ઉપડશે |
| તેહરાન | ” ” બપોરે | ૧ | પુંગશે |

(દર પખવાડીયાનાં મંગલવારે બાકુ-તેહરાનની એક્ષત્રા સરવીસ છે.)

---

તે વારંવાર સહેલાણીઓની પાર્ટી ત્યાં લઈ જાય છે.

☞ તેહરાનથી બરલીન વીમાનમાં ૩।। દિવસમાં જવાય છે, જ્યારે રેલ અથવા સ્ટીમરથી ૯ દિવસ લાગે છે.

બાકુ અને મોસ્કો વચ્ચે Ukrwosduchputj એર સરવીસ દોડે છે, જે મારફતે ૨ દિવસમાં મોસ્કો, જ્યાથી Deruluft Coy. નાં એરોપ્લેન મારફતે ૧ દિવસમાં બરલીન પુંગાશે, અને જ્યાંથી યુરોપમાં રોજીંદી સરવીસ કેઠે પણ જવા માટે દોડે છે.

## ટીકેટનાં દર.

| | | મુસાફર દીઠ | સામાન ૧ Kg. |
|---|---|---|---|
| તેહરાન-પહેલવી | U.S.A. | $ ૩૦ | $ ૦. ૩૦ |
| પહેલવી-બાકુ | ,, | $ ૩૫ | $ ૦. ૩૫. |

——:o:——

## (૨) તેહરાન-ઈસ્ફાહાન-શીરાઝ-બુશાયર.

તેહરાનથી દર રવીવારે અને બેસ્પત સવારે ૫ ઉપડશે

ઈસ્ફાહાન ... ... ... { ૭-૩૦ પુંગશે
૮ ઉપડશે

| | | |
|---|---|---|
| શીરાઝ | ... ... ... | ૧૧ પુંગશે<br>૧૧-૩૦ ઉપડશે |
| બુશાયર | ... ... ... | ૧ પુંગશે |

---

**બુશાયરથી સોમવાર તથા શુક્રવારે સવારે ૫ વાગે**

| | | |
|---|---|---|
| શીરાઝ | ... ... ... | ૬-૩૦ પુંગશે<br>૭ ઉપડશે |
| ઇસ્ફાહાન | ... ... ... | ૧૦ પુંગશે<br>૧૦-૩૦ ઉપડશે |
| તેહરાન | ... ... | બપોરના ૧ પુંગશે— |

## ટીકેટનાં દર.

| | મુસાફર દીઠ | | સામાન ૧ Kg. |
|---|---|---|---|
| તેહરાન-ઇસ્ફાહાન | ડૉલર | ૩૦ | ·૩૦ |
| ,, -શીરાઝ | ,, | ૬૦ | ·૬૦ |
| ,, -બુશાયર | ,, | ૮૦ | ·૮૦ |

| | | | |
|---|---|---|---|
| ઇસ્ફાહાન-શીરાઝ | „ | ૩૫ | ·૩૫ |
| „ -બુશાયર | „ | ૫૫ | ·૫૫ |
| શીરાઝ-બુશાયર | „ | ૨૮ | ·૨૮ |

(૩) તેહરાન-હમાદાન-કેરમાનશાહ-બગદાદ.

તેહરાનથી રવિવાર તથા બેસપતવારે સવારે ૫ વાગે.

હમાદાન .... ... ... { ૭-૩૦ પુંગશે
૭-૪૫ ઉપડશે

કેરમાનશાહ ... ... { ૯-૧૫ પુંગશે
૧૦-૧૫ ઉપડશે

બગદાદ ... ... બપોરે ૧૨-૩૦ પુંગશે

——:o:——

બગદાદ થી સોમવાર તથા શુકરવારે સવારે ૫ વાગે

કેરમાનશાહ... ... ... { ૭-૧૫ પુંગશે
૮-૧૫ ઉપડશે

હમાદાન ... ... ... { ૯-૪૫ પુંગશે
૧૦- ઉપડશે

તેહરાન ... ... બપોરે ૧૨-૩૦ પુગશે

## ટીકેટનાં દર.

| | | | સામાન ૧ Kg. |
|---|---|---|---|
| તેહરાન-હમાદાન | ક્રાં. | ૩૦ | ·૩૦ |
| ,, -કેરમાનશાહ | ,, | ૪૦ | ·૪૦ |
| ,, -બગદાદ | ,, | ૭૫ | ·૭૫ |
| હમાદાન-કેરમાનશાહ | ,, | ૧૫ | ·૧૫ |
| ,, -બગદાદ | ,, | ૫૫ | ·૫૫ |
| કેરમાનશાહ-બગદાદ | ,, | ૪૦ | ·૪૦ |

---

### (૪) તેહરાનથી મશહેદ.

તેહરાનથી દર મંગલવારે સવારે ૫ વાગે
મશહેદ .... ... ... ૧૧ ,,

---

કારણ તેની ગોઠવણ કરવી કંટાળાભર્યું છે.

મશહેદથી દર બેસપતવારે સવારે ૫ „
તેહરાન ... ... ... ૧૧ „

### ટીકેટનો દર.

| | મુસાફર દીઠ | સામાન ૧ Kg. |
|---|---|---|
| તેહરાનથી મશહેદ | દો. ૫૫ | ·૫૫ |

નોંધ:—ઉપલા ટીકેટનાં દરમાં દર મુસાફર દીઠ ૭૫ (કીલોઝ)Kg., તથા ૧૦ Kg. સામાનનો વઝન ગણ્યો છે. મુસાફર અને તેના સામાનનો એક્ષત્રા વઝન જો ૩૦ Kg. કીલોઝથી વધુ હશે તો તે ઉપર ભાવમાં ૫૦ ટકાનો વધારો થશે. બાળકો જેઓ માટે છુટી સીટ ન રોકાશે, તેઓની ટીકેટનો દર વઝન ઉપર લેવાશે.



(જુઓ પા. 176.)




ઇરાનમાંની યુંકર એર સરવીસનો નક્શો.

(તેહરાનથી ૪ દીસામાં જતી સરવીસ.)

## ઇરાનનાં શહેરો તથા જાણવા જોગ જગ્યાઓ વિષે ટુંક નોંધ.

**બુશાયરઃ**—ઇરાનનાં અખાતમાં આવેલું મોટું ઇરાની બંદર. છેલ્લી લડાઇ વખતે તે કેટલોક વખત સુધી British Occupation માં હતું. ઇરાનનાં વેપારનું મોટું બંદર હોવાથી એક્ષપોર્ટ ઇમપોર્ટ ઘણો છે. વસ્તી આસરે ૪૦,૦૦૦. બ્રીટીશ ઇન્ડીયા સ્ટીમર કુંપનીની મેલ બોટ અહીં દર અઠવાડીએ આવે છે. કસ્તમમાં સામાનની તપાસ લેવાય છે. પાસપોર્ટ અહીં દેખાડવી, હવાપાણીમાં મે થી અકટોબર સખત ગરમી પડે છે.

**શીરાઝ :**—ઇરાનનાં "ફાર્સ" પ્રાંતની રાજધાની. કદીમ ઝમાનામાં આ પ્રાંતને "પાર્સીસ્તાન" યાને પારસીઓનાં મથક તરીકે ગણ્યો છે. આ પ્રાંતની આબાદી, મોહટાઇ તથા ખુબસુરતી અને તેને બાહેર પાડેલા દુન્યા જીતનાર મહાન પારસી શહેનશાહો, તથા દુન્યાને

---

તે સગવડ હવે મેળવી શકાય તેમ છે.

આપેલા સુધારાને સબબે, તથા તેનાં જગજાહેર પાયતખ્ત પર્સી પોલીસના મહેલોનાં ખંડયેરોને સબબે તે છેક કદીમ ઝમાનાથી મશહુર છે. પેગમ્બર મહમુદ કહે છે કે ખુદા તાલાએ પેદા કરેલા ઈનશાનોમાં, આરબોમાં કુરેશ તથા ઈરાનીઓમાં ફાર્સનાં લોકને વધુ પસંદગી આપી છે; ("Verily God hath preferred amongst his creatures of the Arabs the "Quraysh," and among the Persians, the 'men of Fars.')

—:o:—

## દુન્યાનાં બેહીસ્ત કેટલા!

શાયરોનાં વિચાર મુંજબ દુન્યામાં ૪ બેહીસ્તો ખુદાતાલાએ પેદા કર્યાં છે, જેમાંનાં બે ઈરાનનાં ફાર્સ પ્રાંતને આપ્યાં છે, એક ઈરાકને અને એક તુરાનને; જે જગ્યાઓ નીચે મુંજબ છે:—

૧. શીહન (ખુશનુમાં જગ્યા પસી પોલીસ અને સવંદ ગામ વચ્ચે છે, જે ફાર્સ પ્રાંતમાં છે.)
૨. સીબ-બવન (ફાર્સ પ્રાંતમાં છે.)
૩. શુગ્ધ ખીણ (સમરકંદ નજીક-તુરાનમાં)
૪. ગોવતહુ (દેમાસકસ નજીક-ઇરાકમાં)

———:o:———

## અલબુર્ઝની સુંદર ખીણ લાર.

જેઓ તહેરાનમાં ગરમીની સીઝનમાં ગયા હોય તેઓને ગરમીથી રાહત મેલવવા તહેરાનથી ફક્ત ૨૫ માઇલ દુર "લાર" નદી વહે છે; તે દમાવંદ કુહની હેઠળથી પસાર થાય છે. તેની સુંદર લીલોતરીવાલી ખીણમાં કેમ્પ નાંખવા લાયક ખુશનુમાં જગ્યા છે. આ જગ્યાની તેમપરેચર તેહરાનથી લગભગ ૧૫ દીગ્રી

મુંબઈમાં તેઓમાંની એક "જીના" કુંપની છે.

જેટલી હેઠે, તથા તહેરાન આગલનાં હુવા ખાવાનાં મથક શમીરાનથી ૧૦ દીગ્રી હેઠે રહે છે. આ નદીમાં brown trout પુષ્કળ છે; અને મછીની fishing ના શોકીનોને મજાહનું સાધન છે. આ ખીણમાં ભટકતાં ઈલીયાત લોક રહે છે, જેઓ દુધ, નાન, અને મટન પુરૂ પાડે છે. આ ખુશનુમાં ખીણમાં મજાહ કરવાનાં મહિના જુલાઈ અને ઓગસ્ત છે, કે જે વેળા સખત ગરમી બીજે ઠેકાણે હોય છે.

—:0:—

## રયે શાહેરનાં ખંડયેર અને તવારિખી યાદ.

ડો. સર જી. જ. મોદી પોતાની "યુરોપ અને ઈરાનની મુસાફરી" ની કેતાબનાં પા. ૩૮૬ ઉપર નીચલું જાણુવા જોગ લખાણ કરે છે:—

"પારસીઓને આ પુરાણા શાહેરનાં ખંડયેરો બે સબબે જીઆરત સમાનની મુલાકાત લાયક છે: (૧) તે

આપણા પેગામ્બરનાં ભાગ્યવંતા માતા દોગડોનું જન્મ• શહેર ગણાયું છે. (૨) તે આપણા પેગામ્બરનાં જાએ જશીનોં 'જરથુસ્ત્રતેમો'નું મુખ્ય મથક હતું. હાલનાં શબ્દોમાં કહીએ તો આગળા ઝમાનામાં કેટલોક વખત આ શહેર ઈરાનનાં મોબેદાન મોબેદ ( Archbishop ) નું, તેનાં મેત્રોપોલીટન ( Metropoliton ) નું મથક હતું.

"આ શહેરની સ્થાપનાં શાહ હોશંગને લાગુ પાડવામાં આવે છે, જ્યારે ખ્રીસ્તી પુસ્તકો પણ આ શહેરને ક્રાઇસ્ટની આગમજ આસરે ૪,૦૦૦ વર્ષ પર એક ધીકતું શહેર જણાવ્યુ છે, ત્યારે શાહ હોશંગ સાથ આ શહેરનો સંબંધ લઈ તેને પુરાણું ગણવાની બાબત સંભવીક દીસે છે. ખીલારોકી લેખોમાં પણ આ શહેરને યાદ કર્યુ છે. કહે છે કે જાણીતાં હારૂન-અલ-રશીદનો પણ એ શહેરમાં જન્મ થયો હતો (ઇ. સ. ૭૬૩). આ પુરાણા શહેરનાં ખંડીયેરોમાં

મળતી ઇંટરડી હજુર પણ "ખીશ્તે ગબ્ર" એટલે "આતશપરસ્તોની ઇંટરડી" એમ બોલાય છે. આરબોની ફતેહ પછી પણ કેટલાક વખત સુધી આ પુરાણા શહેરમાં કાંઈક જરથોસ્તી વસ્તી હતી, અને જયારે ઓમયદ (Ommayad) વંશને દુર કરી અબાસીદ (Abaasid) વંશનો અમલ થયો, ત્યારે આ પાછલા વંશ સામે બળવો ઉઠાવનારાઓમાં સીનબાદ (Sinbad) નામનો એક જરથોસ્તી હતો, જેણે રયેથી તે નીશાપોર સુધી મુલકમાં પોતાનો કાંઈક કાબુ સ્થાપ્યો હતો... ......... આ શહેરની જગ્યામાં કોઈક ટેકરાઓ 'તપ્યેએ ગબ્ર" તરીકે ઓળખાય છે. એમાનાં એકાદ બેમાં મેં કાંઈક ઉપર ટપકે ખોદી જોયું તો તે કાંઈ ઊરૂમીઆ માફક અસ્તોદાનોવાલા "ગઓર તપહ" જેવા ટેકરાઓ નથી, પણ કોઈ અસલી પારસી ઇમારતોંનાં ખંડીયેરોનાં બનેલા ટેકરાઓ છે. અંદર કોઈ ખજાનો હોય તેની શોધની મતલબથી યા કોઈ વિધતાભરી વાકેફી

મેલવવાની મતલબથી કોઇ ખોડકામનાં ખાડાઓ આપણે જોઇએ છીએ. એમાં એકાદ સાંકડા ખોડકામનાં (Subterranean) ખાડાનાં માગ'માં ઉતરી જોતાં કાંઇ પણ ખાસ જાણુવાજોગ માલમ પડયું નહિ.

"અહીંથી જે "ખીશ્તે ગબ્રી" એટલે "આતશપરસ્તોની ઇંટ" એવે નામની ઇંટરડી નીકળી છે, તે પડોશમાં કોઇક ઘરોમાં વપરાયલી આપણે જોઇએ છિએ."

## તખ્તે જમશીદની લંબાઇ પહોળાઇનું માપ.

જે. ફરગ્યુસન મુજબ આ મહાન બાંધકામોનું માપ નીચે મુજબ છે:--

"ઉતરથી દક્ષીણ સુધી આસરે ૧૫૦૦ ફીટ લંબાઇ અથવા પા માઇલ, અને પૂર્વથી પશ્ચીમ સુધીની પહોળાઈ લગભગ ૯૦૦ ફીટ છે. આ બાંધકામો એક ગંજાવર પ્લેટફોર્મ ઉપર આવ્યાં છે જે સપાટીથી એવરેજ ૩૫ ફીટ ઉંચો છે, અને તનાં ઉપર જવાનો એક બાદશાહી દાદર છે.

## તખ્તે જમશીદ ઉપરનાં મુખ્ય બાંધકામો.

ખીલારોકી તખ્તી ઉકેલતાં આ મહાન બાંધકામો હુખામણી શહેનશાહો દરાયશ હસ્તાસ્પીસ, ઝર્કસીસ તથા આર્ટા–ઝર્કસીસનાં બંધાવેલા માનવામાં આવે છે. તે મુખ્ય ઇમારતો નીચે મુજબ છે:—

૧. ઝર્કસીસની આગળ. (Porch of Xerxes)
૨. ચેહેલ મીનાર. (Palace of 40 Columns)
૩. દરાયશનો મેહેલ. ( ,, of Darius)
૪. ઝર્કસીસનો મહેલ. ( ,, of Xerxes)
૫. સો–સ્થંભનો મહેલ. ( ,, of 100 columns)
૬. બીજી ૩ ઇમારતો (3 Structures)
૭. પાણીનો હોઝ. (Water fountain)

૮. પૂર્વ તરફનાં "બાદશાહી પહાડ" યાને "કુહે રહેમત" ઉપરનાં બે અસ્તોદાનો.

## પાદશાહ દરાયસનો લેખ.

——:o:——

તખ્તે જમશીદનાં દરાયસનાં મહેલમાં કેટલીક ખીલારોકી લીપીમાં લખાયલી તખ્તીઓ છે. જે ઉપરનું નીચે ચુંટી કાઢી આપેલું થોડુંક લખાણ પારસીઓને ઘણું જાણુવાજોગ અને વીચારવાજોગ વાંચન પૂરૂં પાડે છે:—

"**દરાયશ** મહોટો શહેનશાહ, શહેનશાહોનો શહેનશાહ, રૈયતોનો શહેનશાહ, હીસ્તાસ્પીનો બેટો, હખામની ખાનદાનનો, (તે તે છે) જેણે આ કોતરકામ કરાવેલું છે."

"બુઝોર્ગ અહુરમઝદ કે જે યઝદોનો વડો છે, તેણે દરાયસને શહેનશાહ ઠેરવ્યો, તેણે તેને સલતનત બક્ષી. અહુરમઝદની મહેરબાનીથી દરાયસ શહેનશાહ થયો."

"શહેનશાહ **દરાયશ** કહે છે કે–અહુરમઝદ મને યઝદો સાથ મદદ કરશે, જેઓ મારા ઘરની પાસબાની

કરે, અને અહુરમઝદ આ મુલ્કને ગુલામગીરી, અશકત-પણાં અને પડી ભાંગવાથી બચાવે. આ મુલ્ક ઉપર નહી લડાઈ, નહી ગુલામગીરી, નહી અશકતપણું, તથા જુઠાપણું થવા દેતો ના. એથી કરીને હું અહુરમઝદ તથા યઝદોને સોપું છું, જેઓ મારા ઘરની પાસબાની કરે. અહુરમઝદ મારે માટે સમાધન કરે. યઝદો સાથ મારા ઘરની પાસબાની કરે."

"શાહેનશાહ દરાયસ કહે છે કે-અહુરમઝદની મહેરબાનીથી આ મુલકો જે છે તે સાથે ઈરાનનું રાજ્ય હું ધરાવું છું, જેઓ મારાથી દરેલા છે (યાને મારે માટે ખંડણી લાવ્યા છે) જેવાં કે-સૂસીયાના, મીડિયા, બાબે-લોન, અરેબિયા, એસીરયા, મીસર, આર્મીનીયા, કેપેદોસીયા, સ્પાર્ટા અને આયોનિયા, ઝમીન તથા દર્યાને લગતા પૂર્વ ભણીનાં પ્રાંતો, સગારસિયા, પાર્થિયા, ઝરંગીયા, આરિયા, બેકટ્રીયા, સોગદીયાના, ખોરાસાન્યા, સેથેગીદિયા, આરાકોસિયા, હીન્દ, ગંદ્રા, સીસકાસ્યા અને મીડામીસ્યા."

## કુહે દમાવંદ.

—:o:—

અલબૂર્ઝ પહાડોની હારમાં તે સૌથી ઉંચી ટોંચ છે. જે આસરે ૧૯,૪૬૪ ફીટ દર્યાની સપાટીથી ઉંચી છે. આ ટોંચ સદા બર્ફથી ઢંકાયલી જણાય છે, અને તે અર્ધ-જાગૃત જવાળામૂખી છે. તે ટોચ તરફ જતાં ગંધકનો ચાલુ વાસ હુવામાં માલમ પડે છે. આ કુહ તેહરાનથી ૪૦ માઈલ દુર છે, અને તેનું દર્શન છેક તેહરાનથી લગભગ ૨૦૦ માઈલ દુરથી કરી શકાય છે. આ કુહે દમાવંદ ખુરશીદ ઉગતી અને અસ્ત પામતી વખત બેહદ આકર્ષીત રંગો ધારણ કરે છે, જેને ઇરાની કવીઓ કબુતરની ગરદન ઉપરના બદલાતા અનેક ખુશનુમા રંગ સાથે સરખાવે છે. આ કુહ ઉપર ઘણીકવાર યુરોપ્યનો ચઢી શકેલા કહેવાય છે, જેમાં છેલ્લાં ૧૯૨૪માં જ્યારે સેવક "મારકર પાર્ટી" સાથ તેહરાનમાં હતો, ત્યારે મારા મિત્ર સ્કાઉટર ફરામ દાવર જેવણ સાઈકલ ઉપર દુન્યાની મુસાફરી કરી આવ્યા છે, તેવણ પણ અમેરિકને સાથ

તે ટોંચ ઉપર જઈ આવ્યા હતા, જ્યારે બીજા ઝરથોસ્તી જવાન મી૦ ર. રૂ. બાસ્તાવાલા છેક છેવટનાં તણકકે હારી ખાઈ જતાં બેઠા હતા.

ઝુલ્મી ઝોહાકને આ કુહ ઉપર કયેદ પાદશાહ ફરીદુને કર્યો હતો, અને હજી પણ ત્યાં કયદ છે, અને કયામત તલક તેમ રહેશે, એવી દંતકથા શાહનામેમાં આપેલી છે, તેથી આ પહાડ ઝમાના થયા મશહુર થયો છે. આ કુહની મુલાકાત હિન્દમાં વસ્તા પારસીઓ ચહાયે તો સહેલાઈથી તેહેરાન જઈ લઈ શકશે.

—:o:—

## "ગંજ-નામે" એટલે શું?

હમદાન પાસેનાં અલવંદ કુહ ઉપર દરાયશ તથા ઝર્કશીશ શહેનશાહોનાં જે તવારિખી લેખો છે, તે બાબે કંઈક વર્ણન જાણવાજોગ થઈ પડશે:—

જરથોસ્તી ઇરાન પછીનાં મુસ્લીમ ઈરાનનાં લોક ખીલારેકી લિપી લખી વાંચી શકતા ન હતા, તેથી

એવું માનતા હતા, કે કદીમ પાદશાહોનો ગંજ કેઠે દાટ્યો છે, તેની આ છુપી ભાષામાં નોંધ રખાઇ છે. આજે યુરોપ્યન વિદ્વાનો ગ્રોટેનફેન્ડ (Grotenfend) અને રોલીનશન (Rawlinson)ની યાદગાર મહેનતથી શોધેલી ખીલારોકી લિપી ઉપરથી આપણે જાણીયે છીએ કે આ લેખ ખજાનો છુપાવ્યો છે તેની નોંધ નથી દર્શાવતો, પણ તેથી વધુ કીંમતી તે શહેનશાહ દરાયશની પોતાની તવારિખ જણાવે છે. આ તખ્તીઓ બે છે, જે અકેકની બાજુમાં કોતરેલી છે (જુઓ ચિત્ર). ત્રીજી તખતી છે પણ તે હાલ હવાલ સ્થિતીમાં છે. જ્યારે વધુ અંદર કઢણમાં નજર દોડાવતાં એક તખતીનાં લેખ માટે લીસો કરેલો ભાગ તૈયાર કરેલો માલમ પડે છે. હાલ હયાત તખતી જે બે છે તેઓ દરેક ૬ ફીટ લાંબી છે, જેમાં દરેકમાં બાવીસ લીટીનો ખીલારોકી લીપીમાં લખાયલો લેખ છે. આ તખતીઓ ઉપર લોખંડની જાળીઓ ભરી લીધી હશે, તેની નીશાણોનાં ગાળા આજે પણ મોજુદ છે.

કારણ ઝગ્રકની જરથોસ્તી શાહેનશાહાતો આ ભુમી ઉપર સ્થાપણ થઈ હતી.

## તખ્તી ઉપરના ખીલારોકી લેખ.

રોલીનશન જેણે તખતીઓની લિપી શોધી કાઢી છે, તેણે આ લેખ ઉકેલી તેનો તરજુમો કર્યો છે, જે ખચીતજ જરથોસ્તીઓને જાણવાજોગ માલમ પડશે, માટે નીચે ગુજરાતીમાં રજુ કર્યો છે:—

ડાબા હાથ ભણીની તખ્તીમાં લખ્યું છે કે:-

૧. "મહાન ખુદા અહુરમઝદ છે, કે જેણે આ દુન્યા પેદા કરી, જેણે પેલું આસ્માન બનાવ્યું, જેણે ઈનશાન જાતને પેદા કર્યા, જેણે ઈનશાનને જીંદગી આપી, જેણે દરાયશને પાદશાહ બનાવ્યો, તેમજ વળી લોકોનો પાદશાહ અને પ્રજાઓનાં કાયદા બાંધનારો."

૨. "હું છું શાહેનશાહ દરાયસ, મોટો પાદશાહ, પાદશાહોનો પાદશાહ, ઘણી વસ્તીવાલા મુલ્કોનો પાદશાહ,

---

તથા આ બોહોળી જેહાનની બેહતરી કરનારો હીસ્તાસ્પનો બેટો, હખામની ખાનદાનનો."

ચિત્રનાં જમણા હાથ ઉપરની તખ્તીનો લખનાર શહેનશાહ ઝર્કક્ષીશ છે, જે તખ્તી નીચે મુજબની છેઃ—

૧. "મહાન ખુદા અહુરમઝદ, યઝદોનો વડો, જેણે આ દુન્યા પેદા કરી છે, જેણે પેલું આસ્માન બનાવ્યું, જેણે ઈનશાન જાતને પેદા કર્યા, જેણે ઇનશાનને જીંદગી આપી છે, જેણે ઝર્કક્ષીશને પાદશાહ બનાવ્યો, બંને લોકોનો પાદશાહ અને પ્રજાઓનાં કાયદા બાંધનાર."

૨. "હું છું ઝર્કક્ષીશ. મોટો શહેનશાહ, પાદશાહોનો પાદશાહ, ઘણી વસ્તીવાલા મુલ્કોનો પાદશાહ, વળી આ બોહોળી જેહાનની બેહતરી કરનારો, દરાયશનો બેટો, હખામની ખાનદાનનો."

---

આજની દુન્યાના સુધારાના કેટલાક બીયાં ઈરાન સરઝમીનમાં રોપાયાં હતા.

હમાદાન શહેરની પડોશનાં કુહે અલવંદ ઉપર એક સુંદર ચશમો છે, જેનું નામ "**ચશમે ગંજ નામે**" છે, તેની બાજુની ઉભી ખંડકોમાં ઉપલી તખ્તીઓ છે, તે કદીમ ન્યાગાનોની પવિત્ર યાદગારીની જ્યારતગાહ આગળથી આખરે કંઈક દીલગીર જીગરે આ લખનાર તથા મિત્રો પાછા ફરતા, અમે તે પાહાડ ઉપરનાં ઠંડા તાઝગીદાર **ચશમાં**માં અંગોળ કર્યું: અને ત્યાં છાયો નાંખી પડેલાં ફ્રુટનાં ઝાડો ઉપરથી ફળ ખાઈ તંદોરસ્ત થઈ, છેક સવારનાં નીકળેલાં સાંજને વખતે હમદાન શહેરમાં અમારા ઉતારાનાં મકાન, જેનાં માલેક ત્યાં વસ્તા એક પુરા ઇરાની જરથોસ્તી અરબાબ ગુસ્તાસ્પ છે, ત્યાં પાછા ફર્યા હતા. આ પહાડ ઉપર સીનરી બહુજ સુંદર છે, અને ઠારેઠાર ચાહખાના છે, જેમાં ચાહ, છાસ, ઈંડા, પનીર અને ફ્રુટ મળે છે. જે મુસાફરથી બની શકતું હોય તેઓએ જરૂરજ આ આકર્ષીત પહાડની મુલાકાત લેવી.

---

## ઇરાનની મુસાફરીનો ખર્ચ કેમ ગણવો?

—o—

મુંબઈથી સ્ટીમર મારફતે બુશાયર, બસરા, બંદર અબાસ, કે રેલવે મારફતે દોઝદાબ જવાના નકકી ખર્ચનાં આંકરા આપણે મેળવી શકયે છીએ, અને તે આ કેતાબમાં આપવામાં આવ્યા છે. પણ ખુદ ઇરાન દેશમાં મોટોરની મુસાફરી કરતાં કેટલો ખર્ચ થાય તેનો કોઇપણ ચોકસ આંકરો મુકરર કરી શકાતો નથી, કારણ કે ભાડેની મોટોરમાં પેસેનજરોને લાવલઇજાવનાં દર મુકરર કરેલાં માલમ પડતાં નથી. અને જો મુકરર આંકરો કહેવામાં આવે તોપણ જરા જેટલી પથ્થણ કરતાં તે આંકરો નીચે ઉતરી શકે તેમ છે। આવા સંજોગ હેઠળ ઇરાનમાં ફરાગાતથી મુસાફરી કરવા માટે-યાને ટુરીંગ કારમાં આરામથી ૩ પેસેનજરો બેસે, સારી રીતનો ખોરાક ખાય, અને આબરૂ-ઇજ્ઝતથી ફરહર કરે તો

દરરોજનો દર માણુસ દીઠ રૂ. ૧૭ થી ૨૦ જેટલા ખર્ચનો અડસતો માની લેવો, અને તે મુજબ ગણત્રી કરતાં ઘણો સલામતીભર્યો અડસટો કાઢી શકાશે. દાખલા તરીકે :—

| | રૂ. |
|---|---|
| મુંબઇથી બુશાયરનો ખર્ચ સેકંન્ડ કલાસનો ૧ માણુસનો (સ્ટીમરનો) ... ... | ૧૮૯ |
| બુશાયરથી ઉપડી ઇરાનમાં ૧ મહીનો ફરવાનો ખાવા વગેરેનો ખર્ચ, રોજના રૂ. ૨૦ લેખે | ૬૦૦ |
| ઇરાકમાં રેલવેમાં (સેકન્ડ કલાસમાં) મુસાફરી કરવા, હોટેલમાં રહેવા વગેરેનો ૧૫ દિવસનો રૂ. ૨૦ લેખે ... .... | ૩૦૦ |
| બસરાથી મુંબઈ પાછા ફરવાનો (સેકંન્ડ કલાસ) | ૨૧૦ |
| જુમલે રૂ. | ૧૨૯૯ |

આ મુજબ લગભગ બે માસની મુસાફરી કરી આવવા માટે દર માણુસ દીઠ લગભગ રૂ. ૧૩૦૦ થાય. ઈરાનની મુસાફરી કરવાનાં ખર્ચનો અડસતો જે રૂ. ૧૭ થી ૨૦ સુધી આંકવામાં આવ્યો છે, તે ઘણીક બાબતો સંભાળથી ધ્યાનમાં લઈને સેવક તથા "જીના" કુંપનીનાં માલેક શેઠ જેહાંગીર પા. કાતગરાએ મુકરર કર્યો છે, એટલે તે તદ્દન સલામત basis તરીકે ગણી શકાશે. અલબત આ આંકરો કહયો છે, છતાં પણ મુસાફરી કરવા માટે અગાઉથી ઉતારાની સગવડ, મોટોરની સગવડ વગેરે કરવાનું કામ અણજાણ્યા મુસાફરથી બની શકનાર નથીજ. જો તેમ કરવામાં આવે તો ખર્ચ વધી જવાનાં સંભવ છે. માટે મુસાફરોએ "જીના" કુંપનીની અનુભવી સલાહ અને તેઓની ઈરાન-ઇરાકની Conducted tours ની યોજનાનો લાભ લેવો એવી ખાસ ભલામણ કરવામાં આવે છે.

———o———

## યઝદનાં ઝરથોસ્તી કેળવણીખાતાઓ.

—:o:—

ઇરાનમાં ઝરથોસ્તીઓની મૂખ્ય વસ્તી યઝદ શહેર અને તેની આસપાસના ૨૮ ગામડાઓમાં છે. પારસી નજરે આ શહેર અગત્યનું ગણાય છે. મુંબઈનાં પારસીઓની સખાવતનો કંઇક લાભ આ તરફનાં હમદીનનોને આજ ૭૫ વર્ષ થયાં ચાલુ મળતો રહયો છે. ફ્રુહશાદ પારસી મીશનરી માણેકજી હાંતરિયાએ "ઇરાન દેશનાં ઝરથોસ્તી ઓની હાલત સુધારનારી મંડળ" હસ્તક યઝદ અને અતરાફમાં, સ્કુલો, દોખમાં, દરેમહેર, વીગેરે બરપાં કર્યાં હતાં. જ્યારે આજ ૧૨ વર્ષ થયાં "મુંબઇની ઇરાની ઝરથોસ્તી અનજુમન" તરફથી બહેતરી અને તરકકીનું કામો ચાલુ થયા છે. "ઇરાન લીગ" તરફથી ઈરાની જરથોસ્તીઓની બહેતરી થાય તથા પારસીઓનો ઈરાન સાથ સબંધ ઘાડો થાય તે માટે આજ લગભગ ૯ વર્ષ થયા ચાલુ ચલવલ ખંતીલી રીતે ચલાવવામાં આવેછે.

---

તે સગન્ડ હવે મેળવી શકાય તેમ છે.

ઇરાની અનજુમન હસ્તકનાં કેળવણી ખાતાઓ વિષે અહીં ટુંક નોંધ લીધેલી અગત્યની થઈ પડશે :-

૧. શેઠ પેસ્તનજી દો. મારકરની છોકરાઓની ઓરફનેજ તથા ડે-સ્કુલ: ઓરફનેજ ૧૦-૪-૧૯૨૩માં સ્થાપી હતી. હાલ તેમાં ૩૨ નાવારેસ છોકરાઓ છે; બાહેરના વીધાર્થીઓ ૧૨૫ છે. ઇરાની સરકારનાં મુકરર કરેલા ૬ થા સ્ટે. સુધી શીખાડવામાં આવે છે. આ સ્કુલમાં કદીમ તથા હાલનું ફારસી, ઇન્ગ્લીશ, સેકંન્ડ લેનગ્વેજ, સાયનસ, તવારિખ, ભૂગોળ, હિસાબ, ધર્મની કેળવણી, નિતીનું શીક્ષણ તથા અંગબળની તાલીમ અપાય છે. પરીક્ષાનું પરીણામ ૮૬% ટકા ૧૯૨૯ માં હતું, અને સો ટકા ૧૯૩૦. આ ખાતાનાં સ્થાપક જાણીતા નર શેઠ પેસ્તનજી દો. મારકર છે, જેવણે આસરે રૂપ્યા બે લાખ જેટલા ઇરાનમાં કેળવણી માટે સખાવત કર્યા છે. આ ખાતાને વધુ ખીલવવા માટે ફંડની જરૂર છે.

**મારકરની છોકરીઓની સ્કુલ**: સ્થાપી ઈ. સ. ૧૯૨૮. ૧૯૩૦ માં ૧૪૦ છોકરીઓ હતી; ઈરાની સરકારનાં છથા સ્ટે. સુધી શીખડવામાં આવે છે. સાધારણ બાબતો ઉપરાંત દરજી કામ, ભરવા ગુંથવાનું, ઘરસંસારી બાબતો, ધાર્મિક તથા નિતી જ્ઞાન, અને અંગબળની તાલીમ અપાય છે. ૧૯૩૦માં સરકારનાં ડીપલોમાં માટે ૮ છોકરીઓ પહેલીવાર બાહેર પડી હતી, અને બધાએ તે મેળવ્યા હતા, આખા યઝદમાં છોકરીઓની સ્કુલમાં આ સ્કુલ પહેલી હરોલમાં છે. આ ખાતાને ૯ માં સ્ટેન્ડર્ડ સુધી શીખાડવા માટે નાણાની જરૂર છે.

૩. **જેહાંગીર ઈન્ડસ્ટ્રીયલ મકતબ**: સ્થાપી ૧૯૨૬માં. ૧૯૩૧ માં ૩૧ વિદ્યાર્થીઓ. સુથારકામ, હોઝીયરીકામ, દરજીકામ, તથા કાપડ વણવાનું શીખાડવામાં આવે છે.

---

મુંબઈમાં તેઓમાંની એક "જીનાં" કુંપની છે.

૪. **ઓરમશાહ ગામની છોકરીઓની સ્કુલ:** સ્થાપી ૯-૧૨-૧૯૨૮; ૧૯૩૧ માં ૫૨ છોકરીઓ છે. ઈરાની સરકારનાં ૬ થા ધોરણ સુધી લઇ જવામાં આવશે. મારકર ઓરફનેજના સુપેરીન્ટેન્ડંન્ટ આ સ્કુલ ઉપર દેખરેખ રાખે છે.

૫. **ગામડાની સ્કુલો:** નોસરતાબાદ, અલીયાબાદ ચેમ, ઝૈનાબાદ, વિગેરે.

——:o:——

## સર રતન તાતા મેડીકલ હૉલ તથા બાઈ દીનમાય દેશાઇ ડીસ્પેનસરી.

——:o:——

આ બહુ અગત્યનું ખાતું ૧૯૨૨ માં ઉઘાડવામાં આવ્યું હતું, જે નાતજાતનાં તફાવત વગર તબીબી મદદ અને દવાદારૂ આપે છે. આ ખાતાનો લાભ ૧૯૨૩ થી ફેબરવારી ૧૯૩૧ સુધીમાં ૧,૨૭,૩૧૪ ઝરથોસ્તીઓ

તથા ૫૮,૨૭૫ બીજા મઝહબવાલાઓએ લીધો હતો, જેમાંનાં ૬૫ ટકા જેટલા દર્દીઓની વગર દામે સારવાર કરવામાં આવી હતી. આ ખાતું યઝદ અને આસપાસનાં ગામોને એક "ખરા આશીરવાદ" જેવું પુરવાર થયું છે, જેની કદર નામદાર રેઝાશાહે થોડુક થયું યઝદની મુલાકાત લીધી હતી, ત્યારે પોતાનો ખરાં અંતઃકરણનો શંતોષ દર્શાવી કરી હતી. આ ખાતાનો કારોબાર મુંબઈની ઇરાની ઝરથોસ્તી અનજુમન ચલાવે છે. આ ખાતાની વધુ ખીલવણી માટે બે ઝરૂરી હાઝતો છે:—

(ક) એક ટ્રાવેલીંગ મોટોર ડીસ્પેનસરી જોઇએ છે, કે જેથી યઝદની આસપાસનાં ૩૦ ગામડાઓને રાહત આપી શકાય;

(ખ) એક સુવાવડખાતું, જે એક પારસી લેડી ડોકટર યા અનુભવી નર્સ હેઠળ ચલાવી શકાય.

—:o:—

## યઝદનાં બાનુઓનું મંડળ.

———:o:———

"ઇરાન લીગ" તથા ઇરાની અંજુમનના સાહેબોની કંઇક સાહ્યતા સાથ આ ખાતું યઝદ અને અતરાફનાં ગામડાઓમાં વસ્તી હુમદીન બાનુઓ અને છોકરીઓને ઝરથોસ્તી દીન આઇન સંબંધી જ્ઞાન આપવાની તથા નાવારેસ અને બતંગ જરથોસ્તી બાળકોની નવજોતો કરવાનું માથે લે છે. આ ખાતાની વધુ ખીલવણી માટે ફંડની બહુ જરૂર છે.

યઝદની મુલાકાત લેનારા સુખીવજુદ પારસી બાનુઓ અને ગ્રહસ્થોને ઉપલાં સર્વ ધાર્મિક ખાતાંઓને જોઇતી મદદ આપવાની ભલામણ કરવામાં આવે છે, કે જેની ઓફીસો મુંબઇમાં છે.

———:o:———

# પારસી મુસાફરોને નમ્ર અર્ઝ.

———:o:———

ઇરાનમાં ૧૨,૦૦૦ ઝરથોસ્તીઓ વસે છે. યઝદ અને અતરાફમાં ૭૦૦૦, કેરમાનમાં ૨૫૦૦, તેહરાનમાં ૧,૦૦૦ મુખ્ય વસ્તી છે, જે આપણી કોમની વસ્તીનો આંઠમો ભાગ છે. ઇરાનમાં મુસાફરી કરતા જે જે ધાર્મિક ખાતાઓની મુલાકાત લેવાય અને જે ખાતાને મદદની ઘણીજ ઝરૂર જણાય, તે ખાતાંને ખીલવવા નાણાની મદદ કરશોજી; અને હિન્દનાં પારસીઓ અને ઇરાનનાં ઝરથોસ્તીઓને એકજ નજરે જોશોજી.!

———:o:———

# મુસાફરો માટે વાંચવાલાયક ઈરાની સાહિત્ય.

"ઇરાન લીગ" તરફથી છેલ્લા ૯ વર્ષ થયાં ઈરાનની ચલવલ શરૂ કરવામાં આવી છે, જેનાં એક પરીણામ લેખે સારી સંખ્યામાં હિન્દનાં પારસીઓ ઇરાનની મુલાકાત લઈ આવ્યા છે, જેમાંનાં કેટલાકોએ તે બાબે પુસ્તકો પણ લખ્યાં છે; જે પારસી મુસાફરોને ઈરાન અને ઇરાકની મુસાફરી સંબંધમાં વાંચવાની સુચનાં કરવામાં આવે છે. તે પુસ્તકોની ટીપ નીચે મુજબ છે:—

૧. ડૉ. સર જી. જ. મોદીની "મારી મુંબઈ બાહેરની સહેલગાહ"
૨. મીસીસ કુંવરબાઈ દસ્તુર મા. ધાલાની "ઈરાન અને ઇરાકની મુસાફરી."
૩. મી. નરીમાન કરકરયાની "ઈરાન ભુમી પર રખડ."
૪. મી. માણેક મુલ્લાની "ઇરાન ભૂમીનો ભોમ્યો."

૫. મી. કયખુશરો ફીટરની "મારી ઈરાન ડાયરીમાં ડોકયું !"

૬. " " " "મારો ૧૯૪૦ નાં ઈરાનનો સ્વપનો"

૭. " " " મરહુમ માણેકજી હાતરીયાનો જીંદગી વૃતાંત

૮. ઇરાન લીગની ચલવલનાં ચોપાન્યા નં. ૧થી નં. ૧૫

9. The Bulletin Iran League No. 1–23
" Quarterly " " No. 1--5

10. J. B. Sanjana's "Ideas & Ideals in Ancient Persia."

11. The Persia Society's publications.

12. Rock Records of Darius the Great, by M. Pithawala.

ઉપલી કેતાબો ઉપરાંત ઈ. સ. ૧૮૮૨ અને ૧૮૮૯ માં પ્રગટ થયલી જાણીતા જુના પારસી મુસાફર મી. કા. દી. કેઆસની નીચલી કેતાબો વાંચવા લાયક છે:-

૧. "ઈરાનમાં મુસાફરી"
૨. "કદીમ નક્શે ઈરાન."
ઈરાની તવારીખનાં જ્ઞાન માટે નીચલી કેતાબો વાંચવા લાયક છે:—

મરહુમ માણેકજી હાંતરિયાની "ચેજહારે સીઆઅતે ઈરાન."
મી. પા. બ. દેસાઇની "તવારીખે કયાન્યાન"
" " હુખામનીઆન
" " સાસાનીઆન
" તારીખે શાહાને ઈરાન
મી. જ. પા. કાપડીયાની "તારીખે ઝુહુરો ઝવાલે દવલતે પારસીયાન."
કુતારભાઈનું "શાહનામું" વો. ૧–૧૦.

ઈરાનની તવારિખ, રાજનિતી, મઝહબ, સાહિત્ય વગેરે માટે યુરોપ્યન લખનારાઓની નીચલી ચોપડીઓ વાંચવા લાયક છે:—

The Literary history of Persia, by Prof. E. G. Browne.
The Persian Revolution, by Do.
" A year among the Persians. " Do.
" The Persian Press & Poetry " Do.
" The New History of the Bab " by Prof. E. Browne
" The Strangling of Persia," by W. M. Shushter
" The Economic Situation of Persia " Do.
" Art in ancient Persia," by Parrot & Chipiez.
" Persia, Past & Present" by Prof. Jackson
Persia & the Persian Question," by Lord Curzon

"History of Persia" by Sir J. Malcolm.
" " " Markham.

"The Seventh great Oriental Monarchy" by G. Rawlinson

"Persia" in the Story of Nations series; by S. Benjamin.

"Ten Thousand miles in Persia" by Sir P. Sykes

"Haji Baba Isphani" by F. Morier.

"The Land of the Lion & the Sun," by C. Wills

Chardin's, Sir R. Ker Porter's, Tavernier's and Count Gobineau's Travels in Persia.

"Voyage en Perse" by Flandin & Coste

"Persepolis", by Stolze.

"Recent happenings in Persia" by J. M. Balfour.

"Civilization of the Eastern Iranians" by Geiger.

Art Antique d'le Perse, by D' La Foy.

Sarre & Herzfeld, "Persian Ruins"

"Eastward to Persia" by Sirdar Ikbal Ali Shah.

"The Persiaos," by Sir D. Ross.

(ખતમ શુદ)





અલવંદ પહાડ ઉપર શાહનશાહ દરાયસનો ગંજ-નામે
નામનો ખીલા શેકી લીપીમાં લેખ.
( હમદાન શહેર નજદીક )



અલવંદ પહાડ ઉપરનો "ચશ્મે ગંજ-નામે."

("ઇરાન-ઇરાક ગાઇડ"નો વધારો.)

# "તાકે-ગારરેહ"

## યાને

## શાહબાનુ શીરીનની મોહબતમાં ખલલ કેમ પડી?

---

## ઇરાનની મુસાફરીમાં શું શું જોશો?

---

(લખનાર :—**કયખુસરો અરદેશીર ફીટર.**)

---

હાલનાં ઇરાનનાં હમાદાન શેહેરથી કેરમાનશાહ થઇને છેક કસરે-શીરીન ગામ સુધીનો પશ્ચીમ ઇરાનનો મુલક, શાયરો ફીરદોસી તથા નીઝામીએ જાહોજલાલીવાળા સાસાની શેહેનશાહ ખુશરવ પરવીઝ તથા તેની પાકઝાદ રાણી શીરીનનાં મોહોબતનાં દીલપઝીર કીસ્સા અને તે સાથ જોડાયલી કેટલીક દંતકથાઓથી આજે મશહુર બનાવ્યો છે. એક મુસાફર ઇરાનનાં આ ભાગમાંથી પસાર થતાં ગોયા શીરીનનાં

અમર્ગ મોહોબતના કીસ્સાઓનાં કેટલાક મખ્યાત સક્ષાઓ નજરેનજર જોઇ શકે છે, અને તે સાથ તેની ચોક્સ લાગણીઓ ઉપર અજબ ઉંડી અસરનો છાપ પડે છે.

કેરમાનશાહ શેહેર આગળનાં "તાકે-બોસ્તાન"નાં આરટીસ્ટીક કોતરકામમમાં આપણે શહેનશાહ ખુશરવ અને શાહ બાનુ શીરીનને જોઇએ છીએ. વળી તે મખ્યાત કોતરકામો પહાડમાં કોતરનાર શીલપી તરીકે આપણે પેલા બાહોશ પણ કમનસીબ ઇરાની ઇજનેર "ફરહાદ"નું નામ સાંભળીયે છીએ, જે શાહબાનુ શીરીનનો એક આશક હતો. ત્યારબાદ તે કોતરકામોની બાજુથી વહેતા એક સુંદર તાઝગીદાર પાણીવાલાં નાળાંનું "ચશમે-શીરીન" નામ સાંભળીયે છીએ! તે ખુશનુમા જગયે ફરતાં ત્યાંનાં કુર્દ ગામડાનાં bards યાને "ખ્યાલ" ગાનારાઓ પોતાનાં વાજીંત્ર ઉપર ખરાં જીગરની લાગણીથી સુંદર હલકે "ખુશરવ-શીરીન"નો કરૂણારસીક મોહોબતનો કીસ્સો જેમાં કમતાલેનો ફરહાદ પણ આવે છે, તે કથા જ્યારે ગાઈ સંભળાવે છે ત્યારે ગોયા ૧૩૦૦ વરસ ઉપરનો આ કીસ્સો તે ઘડીએજ આપણી નજર આગળ બનતો હોય તેમ આપણા મગઝ તથા જીગર ઉપર ઉંડી છાપ પડે છે.

# ફરહાદની અજલ કેમ આવી ?

કુર્દ ગવઇયાઓનું ૦ ઉપલું દાસ્તાન સાંભળી શોકાતુર દેલથી આપણે તે જગયેથી આગળ ચાલી તે પહાડનાં બીજા બુલંદ ભાગ તરફ જોતાં આપણું ધ્યાન તે આગળ બનેલાં ગમખ્વાર બનાવો તરફ ખેંચવામાં આવે છે. આ તે જગયા છે કે જયાં બાહોશ એનજીન્યર ફરહાદે પોતાનાં જીગરનાં ઉંડાણથી ચાહેલી શીરીન તરફની મોહોબતના કેબલા ઉપરની તેની કરૂણારસ રીદાગીરી અને કુરબાનીનો ગમખ્વાર બનાવ બન્યો હતો. એમ દંતકથા કહે છે.

કહે છે કે આ ઉંચા પહાડ ઉપર પ્યારથેલો બનેલો મજનુન ફરહાદ, વહાલી શીરીનનો પળેપળ ખ્યાલ કરતો, શીરીન માટેજ એક ખાસ નહેર ખોદવાનું કામ કરતો હતો, એટલામાં ખુબસુરત શીરીનની એક બુઢી દાસી આવી લાગી. તેણીએ ફરેબ અને મકકરથી ભોળા ફરહાદને કહયું કે "અય જવાન, તું શા માટે આ જંજાળ કરે છે, કારણકે તું જે બાનુ ખાતરજ આ પહાડમાંથી નાળું કોતરવાની વરસો થયાં જેહમત ઉઠાવે છે, તે બાનુ તો ગુજર પામી છે."

અફસોસ ! "ગુજર પામી છે" એવી બેફદર, આફત-કારક ખબર સાંભળતાંજ શીરીનની મોહોબતમાં વરસો

સુધી ટચગાતા બાહોશ જવાન ફરહાદે પોતાનાં જીગરનાં ઉંડાણમાંથી એક સર્દ હાય મારી, પોતાની આ બેકદર દુન્યાની હસ્તીને ફંગાળમાં ફંગાળ માની લઇ, પોતાના આમતને હઝારો હઝાર કહેવા કઇ. પોતાનાં હાથમાંના છીણી તેશા હથોડીને હવામાં ઉડાડી નાંખી, પોતાની ઝબાન ઉપર "આ શીરીન! શીરીન!!" કરી નાશશીનાં ઉદગાર માનતાં તેણે તે બુલંદ ઉંચાઇએથી નીચેની ડાચું વકાસી પડેલી ભયંકર ખીણમાં નાંખાવી દીધું! તમામ હવાએ ગોયા તેની સાથ હમદર્દી બતાવી હોય. તેની તરફ દયાથી દાઝી દીલસુઝી બતાવી હોય, તેમ "આ શીરીન! શીરીન!!" નો પોકાર હવામાં બેહેબધ પથરાઇ ગયો! ગરીબ બીચારો જવાન ફરહાદનું આ તેહાનમાં ચાહેલી નાઝનીનનાં પ્યારમાં નીરાશ બની ગયલું રવાન તે બાદ ભાગ્યહુદું બનેલું કાલબુદ છોડી પોતાનાં કીરતારની હઝુરમાં ફરયાદ કરવા ચાલી ગયું! આજેબી આ દીલગીરીભર્યો કીસ્સો કુદસિ તાવફાના ગવઇયા ગાય છે, ત્યારે આપણી ચશમોમાંથી બીચારા નીરાશ બનેલા ૧૩૦૦ વરસ ઉપરના ફરહાદ માટે દયાનાં આંસુઓ ખરી પડે છે.

## મોહોબતમાં ચોકીબાન ગારરેહનો ખલલ.

ઉપલી જગયા છોડી હવે આપણે કેટલાક માઇલ દુર મુસાફરી કરતા "કસરે-શીરીન" ગામ તરફ જઇએ છીએ. રસ્તામાં આપણે તુરાની અક્રાસીયાબનાં બેટા "સુર્ખ" ઉપરથી કહેવાતું પડેલું નામ "સુર્ખે-દીદેહ" ગામ છોડી પહાડી ઘાટ "પાય-તાક" ઉતરી રહયા કે ખીણમાં આવતા પહાડના એક પેટામાં કોતરેલી એક તાક યાને ગુફા જોઇએ છીએ, નામ જેનું "તાકે-ગારરેહ" છે. આ જગયા દંતકથામાં શીરીન અને ફરહાદનાં પ્યારનાં દાસ્તાન સાથ સંબંધ ધરાવતી જણાઇ છે. બુલંદ પહાડોની ખીણમાં આ જગયા ખચીતજ દીલ આકર્ષીત લાગે છે, અને ગોયા મોહોબતનાં ઉભરા કાઢવા લાયકજ કહી શકાય તેવી છે. કીસ્સો કહે છે કે એક રોઝ શાહબાનુ શીરીન એકલી ઘોડેસ્વાર થઇ એનજીનીયર ફરહાદનાં હાથ હેઠળ જે મહાભારત કોતરકામો પહાડોમાં થતાં હતાં, તે કામ નીહાળવા નીકળી પડી. ચહાતું ખુદાનું થયું તેથી જે પથર ઉપર ખુદ ફરહાદ નકશીકામ કોતરતો હતો, તેમાંથી એક પથર ઉડીને શીરીનના ઘોડાને લાગ્યો અને તેને જખમી કરી નાંખી, તેને અશકત બનાવી દીધો. આ બનાવ જોઇ ફરહાદે તુરતજ દોડી આવી પરીપયંકર શીરીનને પયારથી

ઓફર કરી કે તેણીએ ઘોડાની અશકતી માટે જરાબી અંદેશો ન કરતાં તેના પહેલવાન જેવા પહોળાં ખભાં ઉપર બેસવું, અને તે તેણીને તેણીનાં બાદશાહી મકાને મુકી આવશે !

શીરીને તે જગયા જોઇ, હુંબાણુ છેટા ધ્યાનમાં લઇ ફરહાદની માંગણી ઉપકારથી કબુલ કરી. આહ ! કેવી ખરા જીગરની ખુશહાલી, આભાર અને પાક મનશનીથી ફરહાદે તે વહાલો કીમતી બોજો પોતાનાં ખભાં ઉપર ઉઠાવી હરખાતાં જીગરથી કુચ કરવા માંડી. તેણે ઇચ્છયું કે શીરીનનો મેહેલ હજારો ફરસંગ દુર હોય તો કેવું મજાહનું કે તેણીનો બોજો ઉંચકવાનું બહેરતનું સુખ તે ભોગવે. પણ—અફસુસ ! તેની મીનોઇ ખુશહાલીમાં નાપાક શયતાને ન ધારી ખલલ નાંખી. તેને રસ્તામાં શેહેનશાહનો પહાડી ધારનો વડો ચોકીબાન "ગારરેહ" મળયો, જેણે ફરહાદને અટકાવ્યો અને ધમકી આપી કે "તું બદમનશનીથી શાહબાનુને નહસાડી લઇ જતો પકડાયો છે તો હું તને કયદ કરી નામદાર ખુશરૂની દરગાહમાં લઇ જાઉં છું."

આવી રીતે બેગુનાહ છતાં સંજોગ હેઠળ હયરાનગતીમાં આવવાથી, તથા પાકઝાદ શીરીન પણ કફોડી હાલતમાં ન મુકાય એવા ઇરાદાથી ફરહાદે તેને સમજાવી લેવા માંડયો અને કહ્યું. "ભલા ગારરેહ, અગર જો તું એક

સાચા ઇરાની તરીકે મને કૌલ આપે કે આ બનાવ ઉપર તું ખામોશી પકડશે, તો તેના બદલામાં હું આ પહાડી ઘાટ ઉપર તુંને દીન અને રાત, તાઢ, તડકો, બરફ, તુફાન અને વરસાદમાં ખુલ્લું રહેવું પડે છે, તો તારી રાહત અને આશરા માટે હું તને એક કુશાદે તાક આ પહાડમાં કોતરી આપીશ, કે જેથી તને સુખ અને આરામ મળશે." કહે છે કે સંજોગને આધીન થઇ, શિહેનશાહબાનુને કફોડી હાલતમાં ન મુકવાના ઇરાદાથી તે ચોકીઆને ફરહાદની માંગણી કબુલ રાખી, તેથી ફરહાદે તેને આ જગયે એક તાક યાને પહાડમાં ઓરડો કોતરી આપયો, જેનું નામ "તાકે-ગારરેહ" પડયું છે.

[ નોંધ:—શીરીન અને "ફરહાદ" વાલો કીસ્સો શાયર નીઝામીએ કલ્પના શકતીથી ઉપજાવી કહાડેલો છે, એમ માનવામાં આવે છે.]

## શાહનામાના બનાવોની જગયાઓ.

ઉપલી જગયાથી આગળ જતાં "રૂદખાને શીરીન" યાને "શીરીન નદી"નાં દર્શન કર્યે છીએ. તેનાં ઠંડા પાણીમાં અંગોળ કરવું એ મોજ ખચીતજ અનુપમ છે. છેવટે, "કસરે-શીરીન" યાને શીરીનનાં મેહેલનું ગામડું આવે છે.

હાલનાં આ ગામડાંની બાહેર મહેલો તથા એક મોટા શેહેરનાં ખંડીએરો નજરે પડે છે, જેમાં જે રંગીન નળાયાંવાળા હેલોની દીવારો, મહેરાપોડ વગેરે જોઇએ છીએ, તેઓ સાથ રાણી શીરીનનું નામ જોડાયલું છે.

ના, એટલુંજ પુરતું નથી. ઈરાનના આ ભાગોની કેટલીક જગયાઓ સાથ આપણા શાહનામાના બીજા મખ્યાત નરોની યાદ જોડાયલી જોઈ, આપણા જીગરમાં આપણા મહાન ન્યાઆનોની જાહોજલાલીની યાદ અજબ રીતે તાઝી થઈ આપણુને એક જરથોરતી તરીકે મગરૂર બનાવે છે.

કોઇએક જગયા દેખાડવામાં આવશે કે જે કયાની પાદશાહ "કયખુસરોની એબાદતગાહ" તરીકે ઓળખાવવામાં આવશે. કોઈ જગયા કયખુસરો પાદશાહનાં મમાવા અફ્રાસીયાબના કીલ્લાની તરીકે દેખાડવામાં આવશે, તો કોઈ ઠેકાણે દુરથી "બીજન" પહેલવાનને જે ગાર યાને કુવામાં મનીઝેહની મોહોબતને સબબે અફ્રાસીયાબે કયેદ કર્યો હતો, તે આંગલી કરી બતાવવામાં આવશે. વળી કોઈ "પીરાનદેહ" ગામડાનાં નામ સાથ અફ્રાસીયાબના બુઝોર્ગ વઝીર પીરાનનો સંબંધ બતાવશે. આવી આવી જગયાઓ જોતાં શાહનામાના કેટલા બધાં દાસ્તાનોની યાદ આપણા જીગરમાં રઉશન થાય છે!

આવી રીતે "હમદાન" અને "કસરે-શીરીન" મથકો વચેના ૨૩૨ માઈલના અંતરમાં આપણે શાહનામાનાં અનેક દીલપઝીર દાસ્તાનોની યાદ કરી શકયે છીએ. ઈરાન જતા પારસી મુસાફરોને હું ખાસ સુચના કરીશ કે તેઓએ ઇરાનની મુસાફરી શરૂ કરવા અગાઉ જરૂરજ શાહનામુ ઉપરટપકેથી જોઈ જવું, કે જેથી જયારે તેઓ ઉપર કહેલી જગયાઓ આગળથી પસાર થશે ત્યારે તેઓના મગઝ ઉપર શાહનામાનાં દાસ્તાનોની જગયા વીશે કદી ન ભુલાય તેવો ઉંડા છાપ પડશે. અલબત, આવી જગયે મુસાફરી કરતાં જો એક મુસાફર ફારસી ઝબાન જાણુતા હશે તો તેને તો ઘણુંજ રસીક જાણવાનું મળશે, કારણ કે મુસાફરીમાં તેને અનેક પ્રકારનાં ઇરાની મુસાફરો, વેપારીઓ, અભ્યાસીઓ, કાવાખાનાવાળાઓ, કવીઓ, ગવઇયા, મોટોરચીઓ વગેરેના સંબંધમાં આવતાં, તેઓ સાથ ફારસીમાં વાતચીત કરવાનો લાભ મળી શકશે, અને ઘણું નવું જાણવાનું મલશે.

આપણી કોમના સાહસીક "પારસી ટોમસ કુક" તે મેસરસ જીના કંપનીવાલા મી० જેહાંગીર પા. કાતગરા આવતા માર્ચ માસમાં પારસી સહેલાણીઓની એક પારટી ઈરાનની સહેલગાહે લઈ જનાર છે, તો તેનો લાભ

લેનારાઓ ઉપલી જગયાઓ તથા તે ઉપરાંત બીજી ઘણી તવારીખી જગયાઓ જોવા ભાગયશાળી થશે. માટે જેઓ સગવડ ધરાવતા હોય તેઓએ આવી ટ્રીપનો તો જરૂર લાભ લેવો જોઇએ, એવી આ આહના સેવકની સુચના છે.

મેસર્સ જીનાં કુાં૦ પોતે જે ટ્રીપો ગોઠવે છે, તેનાં માટે જે ઘટતું દામ લે છે, તે પ્રમાણમાં સહેલાણીઓને વધતામાં વધતી બની શકતી સગવડ આપવા માટે કાલજીમંદ રહે છે, તેથી માનવાને કારણ છે કે તેઓની ઈરાનની ટ્રીપો પણ સગવડવાલી અને ફતેહમંદ નીવડશે.



# એક પારસી બાનુની ઈરાનની મુસાફરી.

## કવી આરેફ સાથની મુલાકાત.

( લખનાર :—મીસીસ મહેરબાનુ બ. અંકલેસરીઆ. )

### કેરમાનશાહમાં મેહમાનદારી.

કેરમાનશાહમાં હોટેલ સારૂં છે. અમો રાત્રે મોડાં પુગયાં અને ઘણાં થાકી ગયલાં હતાં, તેથી સીધાં હોટેલમાંજ ગયાં, જયાં સારી સગવડ હતી. પણ જેવી અમારી આવવાની ખબર પડી કે ટેલીફોન ખાતાંના અમલદારે માણસ મોકલીને અમોને તેડાવ્યાં. અમો રાત્રે નહી જઇ શકયાં, તેથી તેવણ પોતે આવીને ઘણી બહેસ કીધી કે અમોએ દીવસો થયાં તમારે માટે ગોઠવણ કરી રાખી છે, વગેરે. અંતે સહવારે તેઓ આવી અમોને લઇ ગયા. જયાં અમો ઉતરેલાં હતાં તે ટેલીફોન ખાતાંના વડા આગા અબદુલ હુસેન તલક કબીનું મકાન બહુ મોટું અને આરાસ્તે કીધેલું હતું, તથા પરોણાઓ

માટે જુદા ઓરડાઓ રાખીજ મેલેલા હતા. તેવણ પોતે કામે મુસાફરીએ નીકળેલા હતા, અને પોતાના એસીસ્ટંટ અમલદારને અમારે માટે ભલામણ કરી ગયા હતા

## કેરમાનશાહનું ફેરવાનું સ્વરૂપ.

ત્યાંથી શહેરમાં ફરવા ગયાં. કેરમાનશાહમાં અસલ રસ્તા સાંકડા છે, પણ હાલ બધે ભાંજફોડ ચાલુ છે. અને નવા પહોલાં રસ્તા બનાવે છે, તથા નવી ઇમારતો ઘણી સારી બાંધેલી છે; કેટલીક ઈમારતો જેવી કે અમેરીકન હોસ્પીટલ લશકરી તાલીમ આપવાની સ્કુલ, ઇરાક કોનસુલેટ વગેરે સુંદર મકાંનો તથા બાઝાર વગેરેના રસ્તા જોઇ, અમો ઘેર આવ્યાં. ત્રણેક વાગે તાકે બોસ્તાન જોવા ગયાં.

## "તાકે-બોસતાન"

કેરમાનશાહના અમારા ઉતારાથી આશરે બે ત્રણ માઇલ દુર પહાડપર એ કોતરકામ છે. કેટલેક દુરથી ગાડીમાંથી એ તાક (આરકું) દેખાય છે. નજદીક જવા માટે નીર્મલ કાચ જેવાં પાણીનો ઝરો પસાર કરી ગાડીને જવું પડે છે. એ ઝરાનું નામ પુછતાં આબે "તાકે બોસ્તાન" કહેવામાં આવ્યું.

## પહાડ ઉપરનો કોતરકામ.

પહાડ ઉપરના કોતરકામનું પહેલું પેનલ જમીનથી આસરે ત્રણ ફીટની ઉંચાઇએથી શરૂ થાય છે, અને માણસની ફુલ સાઇઝના કે વધુ મોટા આકારો કોતરેલા છે. એમાં ઝમીન ઉપર એક શખસ લાંબો પડેલો છે, તેનાં શરીર ઉપર બે શહેનશાહ જેવા આકારો ઉભેલા છે, અને હરેક પોતાના જમણા હાથે એક ગોળ કડું (જેને ફારસીમાં હદ્દે સોલહ, યાને સુલેહની વીંટી કહે છે તે) પકડેલું છે, જેને નીચે ઝુલતું રેસલ છે. બીજો આકાર જે છે તેને સાસાનયન શહેનશાહ શાહપુર ધારવામાં આવે છે, અને તેના પગ તળેના આકારને રોમન શહેનશાહ વેલેરયન, જેને શાહપુરે હરાવેલો, તે ધારવામાં આવે છે.

## પેગમ્બર ઝરથુસ્ત્રનો આકાર?

તેની પાછળ એક આકાર બે હાથે એક લાકડી પકડેલો તથા માથા ઉપર સુર્યનાં કીરણો સાથનો અને નીચે પગ તળે પણ સુરજમુખીની માફક આકૃતીવાલો કોતરેલો છે. એ આકૃતી ઉપરથી આપણી તરફ અશો જરથોસ્ત સાહેબની જે હાથમા આતશ સાથની સબીહો દીસે છે, તે લીધેલી લાગે છે. લાકડીને શાહપુરને માથે રાખેલી દેખાડી છે. કેટલાકો એ

આકારને આપણા પાક પેગમબર સાહેબને ધારે છે, જ્યારે બીજાઓ તેને બહેરામ યજદનો ધારે છે. વધુ બનવાજોગ લાગે છે કે મેહેર યઝદ, જે રાસ્તી તથા પયમાન (વચન ઉપર ઓસ્તવારી) ઉપર મવક્કલ ગણાય છે, તેને અહીં બે પાદશાહો વચે થતા કોલકરાર યા દોસ્તી માટે સાક્ષી દાખલ ચીતાર્યો હોય.

## કદીમ કોતરકામોની આફ્રીન કરવાજોગ કારીગીરી.

એ પેનલથી આગળ વધતાં એક તાક (યાને આરકુ યા ગોખલો) પહાડમાં કોતરેલો છે, જેમાં બે પાદશાહો જેવા આકાર સામસામે ઉભા છે, ઉપલાં તાકની બાજુમાં એક મોટું ગંજાવર અને ઉંડું ઓરડારૂપી તાક છે, જેની કારીગીરી ઘણીજ સુંદર છે. આરકાની બાહેરની કોરનીસની નકસી, ઉપરની બાજુ સામસામી ઉડતાં પાંખવાલાં પરયોનો દેખાવ તથા અંદર કોતરેલાં પેનલ્સ, ઝમાનાઓની ગીરદેશથી જો કે બહુજ નુકસાન પામયાં છે, છતાં એ સુંદર કારીગીરી માટે આફ્રીન કર્યા વગર રહેવાતું નથી.

## હમદાન શેહેર.

હમદાનમાં અમે "હોટલ ડ મોડ"માં ગયાં. પાછળથી ખબર પડી કે બીજું એક હોટલ સારૂં છે, પણ એક રાત રહેવાનું હતું અને પહેલાં ત્યાં જઇને ગોઠવાયાં એટલે પાછું બીજી ગમ જવાનું ઠીક લાગયું નહી. મહોં હાથ ધોઇ ચહા પીધી. અહીં અમો ઇરાનના મહાન કવી આરેફને મળવા ખાસ ઇંતેજાર હતાં, તેથી જેવાં પુગાં કે અમારા મીત્ર તેઓને મલવા ગયા. મુંબઇથી કેટલાંક કાગળો લખેલાં અને તેવણનું ઠેકાણું જાણવાની કોશિષ કીધેલી, પણ એ બીચારા કમનસીબ ઘણા એકાંતમાં રહે છે, અને કોઇને પોતાનું ઠેકાણું જાણવા દેતા નથી, તેથી કાંઇ ખબર મલી નહી. તેવણ પહેલે તો નહી મલ્યા. પણ તેમનું ઠેકાણું મલ્યું, જેથી ફરીથી જઇ તેવણને મલી સહવારે મળવાનું નકી કરી આવ્યા.

## હમદાનની દુકાનો.

અમો હવે શહેરમાં ફરવા નીકળ્યાં. શહેરમાં ખોરાકી, પહેરવેશ, બુટ, શુઝ, દારૂ, ગોલાબજળ, પરચુરણ ચીજો, મેવા અને બીજી અનેક જાતના માલની ઘણીક દુકાનો હતી. હમદાનનો મેવો ઘણો સરસ ગણાય છે. અમો એક દુકાનમાં ગયાં ત્યાં કાચનાં ઢાંકણવાલા દાબડાઓમાં

સફાઈદાર મેવો, કાંઈ અનેક જાતનો ગોઠવી મુકેલો. અહીં દુકાનો સારી સફાઈદાર હતી. ઈરાનીઓ મીઠાસના બહુ શોખીન લાગે છે. બધે કેક, બીસ્કીટ્સ, પેપરમીટ, તોફી વગેરેના ઢગ કાચના કેસીસમાં, મોટો ભાગ અહીંનીજ બનાવટના જોવામાં આવે છે. અલબત હુન્નર ઉદ્યોગની શરૂઆતમાં કાંઈ એકેદમ બધું યુરોપના માલ જેવું બનાવી શકે નહીં, અને દરેક ચીજ અનુભવ મલવે થાય. તોફી, ચોકલેટ્સ, વગેરે જેમ યુરોપથી કાગળમાં લપેટેલી આવે છે તેમ ફેનસી કાગળોમાં લપેટી મુકેલાં. એક બાજુ રસ્તે જતાં પુષ્કળ ગુલાબ પમરવા લાગ્યો, અને અંદર જોતાં ત્યાં ગોલાબ વેચવાની દુકાન હતી. ઈરાની ગોલાબ ઘણો ઉંચો ગણાય છે. એ તે લોકોમાં જ્યારે પરોણાઓ આવે, ત્યારે નાહલી કાચની કીટલીની માફક નળીવાલી ફેનસી ડીકાંનટર ગોલાબની રાખે છે. તેમાંથી પરોણાંને છાંટી, આરસીમાં મોહોડું દેખાડે છે. બજારમાં દુકાનો વગેરે જોઈ હોટેલપર આવી જમીને સુઈ ગયાં. સહવારે મોહોં ધોઇ, બંદગી કરી, ચા નાસતો લીધો, સાડાનવ વાગે અમારે ફરી આરેહને મળવા જવાનું હતું.

## હમદાનની આબોહવા.

હમદાન, તે કદીમ ઈરાનનું હગમતીન, જે ૨૬૦૦ વરસ ઉપર અસલ એકબેટાના તરીકે ગ્રીક તવારીખમાં જાણીતું હતું અને મીડીયન પાદશાહોના વખતનું રાજધાની શહેર હતું. દરીઆની સપાટીથી ૬૦૦૦ ફીટ ઉંચાઈએ આવેલું હોવાથી ગરમીમાં અસલના શહેનશાહોનું જેમ હવા ખાવાનું મથક હતું તેમ હજુરથી કેટલેક દુર ઇરાક વેરથી કેટલાક ડોકટરો હવા ખાવા માટે ત્યાં જવાની ભલામણ કરે છે. અમોને બગદાદમાં એક આરમીન્યન ગ્રહસથે કહેલું કે તેવણને ડોકટરે હમદાન હવા ચેનજ માટે મોકલેલા. અસલનાં લખાણોમાં છે કે એ શહેરની વચેથી નદી પસાર થાય છે અને હમણાં પણ તેમ છે. પણ અસલનું રાજધાની શહેર તારાજ થઇ તેને જગે બીચારૂં હાલનું ગરીબડું હમદાન પોતાની સરજતને તાબે થઇ ઉભું છે.

## ઈરાની રહેઠાણો-બાહેર કીલ્લા જેવી દીવાર-અંદરનો સારો સણગાર.

ઈરાનમાં ઘણાં શહેરોમાં મકાનો અંદરથી બહુ મોટાં, સારાં બાંધેલાં અને સારાં શણગારેલાં છે, તોપણ અસલના

રેવાજ મુજબ, બચાવ માટે બહુજ ઉંચી કમપાઉનડ દીવાર બાંધેલી, તેથી અંદરથી મકાન મહેલ જેવું છે કે નાનું ગરીબડું છે, તે બાહેરથી જણાતું નથી. વળી એ દીવારોને મોટા દરવાજા હોય છે, તે પણ બંધજ રહે છે અને યા તો એક નોકર દરવાજા આગળ ઉભો રહે યા બટન દાબતાં અંદરથી આવીને ઉઘાડે ત્યારે દેખાય કે ઘર કેવું છે; કેટલીક ગમ એ બાહેરની દીવાલો મટોડાંની બનાવેલી હોય છે, જયારે કેટલીક ગમ ઇંટની ઘણી સારી બાંધેલી છે.

## કવી આરેશની કમનસીબ કહાણી.

અહીં હમાનમાં હમે જયાં કવી આરેદને મલવા ગયાં ત્યાંબી બાહેર તો ઉંચી કમપાઉનડ દીવાર અને મોટો દરવાજો હતો દરવાજાપર બહારજ બીચારા કવી અને તેવણના દોસ્ત જેવણ મ્યુનીસીપાલીટીના સેક્રેટરી છે, તેવ ણની સાથે અમારે માટે થોભેલા અમો જતાંજ ઘણાં માનથી આવકાર દઇ મકાનનાં માળ ઉપર લઇ ગયા. અમો ગયાં તે મકાન ડો૦ બદી ઉલ્લ-હોકમા નામના ઇરાની ડોકટરનું હતું, જેવણ ત્યાંની મ્યુનીસીપાલીટીના સેની ટરી કમીશનર છે, અને જેવણ એ કમનસીબ કવીને માટે ઘણી લાગણી ધરાવી તેવણની હાજતોપર ધયાન આપતા

હતા. અમોને માળપર એક કુશાદે અને શણગારેલા ડ્રાઇંગ રૂમમાં લઇ જઇ બેસાડવામાં આવ્યાં, ત્યાં ડાકટર પોતે આવી અમારી સાથ વાતચીત કરવા લાગયા. પછી તેવણુની દીકરી આવી. કેવી મજાકની કેળવાયલી ને ડાહી છોકરી હતી. મને ઘરમાં બધે લઈ ગઇ, જે ઘર ઘણું મોટું અને શણગારેલું હતું. ઠંડીના દહાડા એ લોકમાં "કુરસી" કરી કહે છે તેની શું સગવડ તે મને દેખાડયું. વચે સગડી મુકી તેની આજુબાજુ બાજટની માફક ગોળ ફરતી બેઠક કીધેલી તેપર પોતે બેસીને કામ કરે યા સુઇ જાય ને સગડીની હુંફ રહે. હમદાન ઉંચી સપાટીપર હોવાથી અહીં ઠંડક વધુ રહે છે. ડાકટરનાં ધણીયાણી પણ નમનતાઇવાળાં ને મીલનસાર હતાં.

## એક મુફલેશ મહાન કવી.

આરેફ ઘણા કમનસીબ છે, ઓગણપચાસ વરસની ઉમરના, દુનયામાં અનેક ગેરઇનસાફ અને હાડમારી ખમી ખુટેલા, હાલમાં તદન બેવહલુઈ ગયલા છે. એવણુની કવીતાઇ શકતીની ખુદાઇ બક્ષેશથી એકવાર ઇરાનમાં ઘણાં પુંજાતા હતા, અને આજબી ઘણાઓ તેવણુ તરફ ઘણું માન અને ચાહ ધરાવે છે, પણ કોઇમાં ભેળાતા નથી, અને

એકાંતમાં હાયનીસાસામાં દીવસો કહાડે છે. અમો મળવા જવાથી અને ખાસકરીને તેવણે જયારે જાણ્યું કે અમો જરથોસ્તી છીએ, ત્યારે ઘણા ખુશી થયા અને કહેવા લાગયા કે મારા બાપ અને બપાવા સીવાયનાં આગલા બધા ન્યાગાનો જરથોસ્તી હતા! બીચારા બેસીને બસ નીચી નજર રાખીને બીડી પીયા કરે અને "અએ દાદ! અએ દાદ! અએ દાદ બીદાદ!" એટલે "ખુદાને યાદ કરે કે "ઓ! જેની કોઇ દાદ યા ખબર નહીં લે તેની ખબર લેનાર," એ રીતે નીશાસા નાખ્યા કરે. અમે અમારી ઓટોગ્રાફ લઇ ગયલાં કે એવા નામીચા માણસની યાદદાસ્ત રહે, અને વીચારમાં હતાં કે કાંઇ લખી આપશે કે? અમે કહયું તે અસરાફ કવીએ ના તો નહી પાડી, પણ તેના હાથ ધુજે તેથી જેમ તેમ થોડી લીટીઓ ઘણે વખતે લખી શકયા. એવણના અક્ષર ઇરાનમાં વખણાય છે, અને લખાણ ઘણું કીમતી ગણાય છે. આપણી તરફના ઇરાની સાહીત્ય અને ઇરાન ભુમીના એક સાચા સેવક મી૦ દીનશાહ ઈરાની, સોલીસીટર, એવણની કવીતાઓ છપાવવા ઘણા આતુર છે, અને એવણનો ફોટો મેળવવાને ઇચ્છા રાખે છે. તે ફોટો પડાવી લીધો, અને કેટલીક

લાગણીભરી વાતચીત પછી અમો છુટાં પડયાં. કુદરતનો ઇનસાફ અજબ છે! કેટલીકવાર સાચાં દીલના અને અનેક બક્ષેશ તથા હુનર ધરાવનાર માણસો, આ રીતે ગોથા સબડતી જીંદગી ગુજારવાની સરજત લખાવી લાવ્યા હોય છે. ખુદા એ દુઃખી જીંદગીમાં કાંઇક રસ અને સુખ આપે.

## "આબે ગર્મ."

ડોકટર પોતે એક કેળવાયલા ગ્રહસ્થ હોઈ કેટલાક દેશના સુધારા વધારા વગેરેની વાતો કીધી. ત્યાંથી અમો પાછાં હોટેલપર ગયાં અને જમીને પાછી મુસાફરી શરૂ કીધી. અમો જમીને આશરે એક, બે વાગે નીકળયાં. રાત સુધીમાં અમારે કાઝવીન પુગી જવુ હતું. અહીં વચ્ચે રસ્તામાં "આબે ગર્મ" યાને ગરમ પાણીના ઝરા આવે છે. ત્યાંથી નાળાંની મારફે લાલ જેવા રંગનું પાણી વહે છે, ને કહે છે કે ઝરામાં પાણી ઘણું ગરમ રહે છે.

## હમદાનથી કાઝવીન.

કાઝવીન પુગતાં અમોને આશરે નવ વાગયા. સુરજ અસ્ત પામવા પછી રસ્તામાં જો કે તદન અંધારૂ હતું, પણ ફીકર જેવું જરાબી હતું નહી. અવાર નવાર માલની

કે ઉતારૂઓની મોટર ત્રોલીઝ કે મોટર મલતી. હવે વંજારમાં મુસાફરી કરવાનું તો નીકળીજ ગએલું લાગે છે. કોઇ કોઇવાર રસ્તામાં ઉંટની કે ગધેડાંની વંજાર મલતી, પણ તે માલ લાવલઇજા કરતી જણાતી હતી, માલને માટેનો મોટો ભાગ તો મોટર ત્રોલીઝ વપરાતી એમ જોઇ. રસ્તામાં માલ ભરેલી ત્રોલીઝ કેંડ કેંડ ઉભી રહેલી; અમે જોઇ અને ખબર કહાડતાં માલુમ પડયું કે આખી રાત પણ રસ્તામાં માલ, મુસાફરો વગેરે રહે છે તો હવે ચોર લુટારૂઓની જરાબી ધાસ્તી નથી. કાઝવીનમાં હોટલ અરબાબ બરઝુ જરથોસ્તીનું હતું અને ઘણું સારૂં હતું. જગા, મેનેજમેંટ બધું સારૂં હતું. એક જરથોસ્તી બાઇ સોહરાબના હાથમાં મેનેજમેંટ હતું. રાત્રે જમીને અમો સુઇ ગયાં, અને સહવારે વહેલાં ઉપડવાનો વીચાર હતો, પણ પછી વીચાર ફેરવી આશરે દશેક વાગે ઉપડયાં.

## કાઝવીનમાં અરબાબ કયખુશરો શાહરોખના કુટુંબ તરફનો આવકાર.

કાઝવીન સુધીની મુસાફરીમાં હમોને ધુળની જરાબી ધાસ્ત ખમવી પડી હતી નહીં, પણ કાઝવીનથી ધુળ ઉડવા

માંડી. ખાસ કરી જયારે આગળ બીજી મોટર, ગાડી કે ઉંટ વા ગધેડાંનો કાફલો જતો હોય ત્યારે તેની બહુ ધુળ ઉડતી, તે પસાર કરી આગળ નીકળી ગયાં તો કાંઇ નહીં. કાઝવીન મોટું શહેર છે. કાઝવીનથી આશરે દસ વાગે ઉપડેલાં, તેહેરાનથી આશરે ૨૫ માઇલ દુર એક હોટલપર આશરે એક વાગે થોભ્યાં. અમારી મોટર ઉભી રહી તેવુંજ અમોને કહેવામાં આવયું કે અરબાબ કયખશરો અને કુટુંબ અહીં આવેલાં છે. ભલા અરબાબ કયખશરો શાહરૂખ પોતાનાં ધણીઆણી, દીકરીઓ અને વહુઓ સાથ અમોને અહીં સુધી લેવા આવેલા; અને અમો કાઝવીનથી સહવારે વહેલાં ઉપડવાનાં હતાં, તે ખબર જાણી બીચારાંઓ અમારે લીધે અહીં ૩ કલાક સુધી ખોટી થયાં હતાં. એ લોક એમ ખોટી થયાં તે જાણી અમોને બહુ દલગીરી લાગી, પણ એમાં અમારો કસુર હતો નહીં, કારણ કે કાઝવીનથી અમોને પુછયા વગરજ અમારો ઉપડવાનો વખત અહીં ખોટો કહી દીધો હતો. અરબાબ કયખશરોએ પોતાનાં કુટુંબીઓ સાથ અમારી ઓળખ કરાવી અને બહારની મોસમનાં (Spring)નાં પહેલાંજ નીકળેલાં બનફશે (Violets) સગન તરીકે દરેક

અમોને ભલી દુઆ સાથ બેઝ આપ્યાં. પછી હોટલમાં ચહા પીધી અને એઓ સાથે કેકસ લાવેલાં તે ખાધાં, અને અમોને પોતાની સાથે એ કાર લાવેલાં તેમાં તહેરાન લઇ ગયાં, જ્યારે અમારી કારમાં સામાન સાથે અમારા બન્ના મીત્ર પાછળથી આવ્યા હતા.

## તેહરાનમાં અરબાબ કયખુશરોનું આલીશાન મકાન.

તેહેરાનમાં જ્યાં બ્રીટીશ, રશયન, વગેરે બધા 'લીગેશનસ' છે, તે બાજુએ અરબાબ કયખુશરોના નામના મોહલ્લામાં એવણનું આલીશાન મકાન છે. બાહેરથી ઇટની પોઇંટીગની ઉંચી કમપાઉનડ દીવાર છે અને મોટો લાકડાંનો દરવાજો છે. દાખલ થતાં ડાબા હાથ ઉપર કલાર્કને બેસવાનો એક આફીસ રૂમ છે, જ્યારે જમણા હાથ ઉપર બીજા રૂમસ છે. એ એક એક છોડયે કે થોડાંક પગથયાં ઉતરીને બાગમાં અવાય, વચ્ચે મોટો ઓરડો ચોક જેવો બાગ અને આજુબાજુ મકાનના ઓરડાઓ છે. મકાનના વાપરવાના ઓરડાઓ ઉંચ સપાટીએ બાંધેલા છે, અને લગભગ આખાં મકાન નીચે, જેને એ લોક ઝીર-જમીન કહે છે તેમ, ભોંયરાંની માફક બીજા

ઓરડાઓ બાંધેલા છે. એક ચોક પુરો કરી વળી, ઓરડા આવે છે અને તેની પછી પાછો બીજો ચોક અને પાછા બીજા ઓરડા આવે છે. દરેક ચોકમાં પાણીની ખુલ્લી બાંધેલી ટાંકી યા હોજ જેવું બનાવેલાં છે, જેમાં સોનેરી માછલીઓ નાખેલી છે, અને આજુબાજુ બગીચો છે. દરેક ઘરોમાં એક નાના મોટા ચોકમાં પાણીની ટાંકી અને બગીચા છે. ઓરડાની દીવાલ, સીલીંગ વગેરે ઉંચી કારીગીરીથી કોતરીને રંગેલું અને સારા ટેસ્ટથી કરાવેલું છે. અરબાબ કયખશરોનું મકાન મોંઘાં ફરનીચર પરદાઓ વગેરેથી શણગારેલું છે અને હાલના જમાનાની બધી સગવડોવાળું છે. વળી ડાઇનીંગ રૂમ તથા ત્યાંની સર્વ સામગ્રી તથા રીત રીવાજ બધું હાલની સુધરેલી ઢબનું અને અપ-ટુ-ડેટ છે.

(જામે જમશેદ, તા૦ ૨૦–૫–૧૯૩૦.)



## જરથોસ્તીઓ હવે સમાન હકની છૂટ ભોગવે છે.

## રેઝાશાહીની બોલબાલા!

## બાનુઓના પડદાને હવે "પાણીચું."

## યુરપ્યન ડ્રેસ તરફ ઇરાની નાઝનીનોનો વધ્યો જતો મોહ.

## ઇરાનીઓનો એક સદગુણ—પારસીઓએ નકલ કરવા લાયક છે.

(લખનાર:—મીસીસ મેહેરબાનુ બે. અંકલેશરીઆ.)

તેહેરાન, તા૦ મે સને ૧૯૩૦.

અરબાબ કયખુશરો શાહરૂખના આલીશાન મકાનનું કાંઇક બયાન આગલા કાગળમાં આપ્યું છે, તેની મકશદ એ છે કે ઇરાનમાંનાં મકાનોનો ખ્યાલ આપવો, તથા અહીં

આજકાલ આપણા સુધરેલા જરથોસતી ભાઇઓ કેટલા છુટથી પોતાની મરજી મુજબ રહી શકે છે અને તેઓના ટેસ્ટ કેવા સુધરેલા છે, તેઓ કેવી સારી સ્થીતી અને દરજ્જો અહીં ભોગવી શકે છે, તે દેખાડવું, કે જેથી આપણી તરફનાં કેટલાક હમદીનો જેઓ ખરી વાતથી બેખબર છે, તેઓ ખરી વીગતો જાણે અને એમ નહી ધારે કે અસલના વખતમાં સમજતાં હતાં કે બીચારા જરથોસતીઓ ઉપર ઇરાનમાં ઘણી હાડમારી છે, અને ચોરી છુપાની હાલતે ભરાઇ સંતાઇને પઈસા ટકા છુપાવીને રહેવું પડે છે, તેવીજ હજી ચાલુ સ્થીતી છે.

હવે તો મામલો તદન બદલાઇ ગયો છે. જે હક મુસલમાનો ભોગવે છે, તેજ હક જરથોસતીઓ હવે અહીં ભોગવી શકે છે. કેળવણીની કદર થવા લાગી છે, અને સેંકડો છોકરાઓ દર સાલ યુરોપ વગેરે ઠેકાણે ઉંચી કેળવણી માટે જાય છે.

અમો અરબાબ કયખુશરોનાં કુટુંબ સાથ એવણનાં મકાને ગયાં અને ત્યાં તેવણનાં કેટલાંક વધુ કુટુંબીઓ સાથ અમારી ઓળખ કરાવવામાં આવી. અમો સર્વે સાથે જમ્યાં. તે બાદ અમારે માટે રાખેલા ઓરડાઓમાં અમારો સામાન ગોઠવી, શરીર સાફ કરી, કેટલાક જરથોસતીઓ મળવા માટે આવ્યા હતા, તે સર્વે સાથ વાતચીતમાં વખત પસાર કીધો.

## ઈરાની પરોણાગત.:

અહીં રીવાજ છે કે કોઈપણ મળવા આવે તો ચહા અને મીઠાઈ તેઓ આગળ હાજર કરવામાં આવે છે. મીઠાઈ મેવાની ચાંદીની નાની સુંદર રકાબીઓ તો જુદી જુદી ટીપાઈઓ ઉપર જયારે પરોણાઓ આવવાની વકત હોય તયારે તઈયારજ હોય. અને ચહાનાં નાહનાં ગલાસો માણુસો લાવ્યાજ કરે. ચહા કુમલી અને ફકત ખાંડ નાંખી દુધ વગરની પીવાનો ચાલ છે. જયાં સુધી ના કહીયે ત્યાં સુધી ચહાનાં ગલાસ લાવયા કરે. રાત્રે પાછાં અમે પંદર વીસ જણ સાથે જમ્યાં.

## તેહેરાનનું એલફીનસ્ટન સરકલ—
## "ચહાર રાહ."

બીજી સહવારે તા૦ ૧૫ મી મારચે સહવારે ચહા નાસ્તો કીધો કે અહીંના મોઅેદો મળવા આવેલા તેઓને મળ્યા. સાંજે અહીંના કેટલાક રસ્તાઓ ફરીને જોયા. શહેરના જુના રસ્તા સાંકડા છે, તેને બદલે હવે નવા પહોળા રસ્તા બનાવે છે. રસ્તાની બેઉ બાજુ ઉપર રાહદારીઓ માટે ફુટપાથ છે અને કેટલાક રસ્તા ઉપર બેઉ બાજુ ઝાડો રોપેલાં છે. કેટલાક નવા રસ્તા ઘણા

સરસ પહોળા, સીધા અને લાંબા છે. મુંબઇમાં જેમ એલફીનસ્ટન સરકલ તરફ બધી ગોળ ફરતી બીલ્ડીંગસ અને વચ્ચેથી રસ્તા છે તેમ એક ગમ અહીં જયાં "હસન આબાદ" ને ચહાર રાહ કહે છે, ત્યાં સરકલમાં નવી બીલડીંગસ બાંધેલી છે અને ચાર રસ્તા નવા કહાડયા છે. હીઝ મેજેસ્ટીનાં નામપરથી જે રસ્તો છે "ખીયેબાંને પહેલવી" તે ઘણો પહોળો અને એક સરખો લાંબો ને લાંબો છે. નવી બંધાયલી બીલ્ડીંગો ઘણી મજાહની છે.

## બાનુઓનાં પડદાને હવે "પાણીચું!"– યુરપ્યન ડ્રેસ તરફ વધયો જતો મોહ.

ઇરાની વેપારી પહેડીઓ અને દુકાનોમાં આપણી તરફની માફક શો કેસીસમાં તરેહવાર ખેંચાણકારક ચીજો ગોઠવીને મુકે છે અને બઇરાં માટીડા બધાં ફરવાં અને જોતાં રહે છે. હવે અહીં બઇરાંઓને ઘરમાં ભરાઇ બેસવાનો વખત રહયો નથી. સહવાર સાંજ, કોઇબી વખતે જઇએ તો રસ્તે જેમ માટીડા તેમ બઇરાંઓ કામે-કાજે યા ફરવા નીકળેલાં જણાય છે. મુખય વસ્તી ઇરાની મુસલમાનોની છે, જયારે આરમીનયન, રશયન, ફ્રેન-ચમેન, ઇંગલીશમેન, યાહુદી વગેરે ઘણી જાતો વસે છે.

આશરે ત્રણથી ચાર હજાર યુરપ્યનસ હશે. માટીડાઓમાં બધાનો ડ્રેસ સરખો-કોટ, પાટલુન અને પહેલવી ટોપી. યુરપયન પોતાની ટોપી પહેરે છે. પરશયન મહોમેડન બઇરાંઓ મુખ્ય તો યુરપ્યન ડ્રેસ જેવોજ ડ્રેસ પહેરે છે, પણ બાહેર જાય ત્યારે ઉપર કાળી રેશમી ચાદર જેવું ઓઢે છે, જો કે મોઢું ખુલ્લું રહે છે, પણ કપાળ ઉપર આપણી તરફ આંખના બચાવ માટે જે લીલું શેડ જેવું જેને કેટલાકો "અંધારી" કહે છે તે બાંધે છે, તેને મળતું આવતું કાળું શેડ જેવું બાંધે છે; અને પેલું કાળું કપડું જેને માથે સોડની માફક ઓઢેલું હોય છે, તેનાથી જેને ગમે તે લોક મહોડું ઢાંકે છે. જ્યારે મોટો ભાગ ખુલ્લું જેવું રાખે છે. એ ડ્રેસ ઇરાની મહોમેદન બઇરાંઓનો છે.

## તેહરાનની જરથોસ્તી બાનુઓ સાડીઓ પસંદ કરે છે!

આપણા જરથોસતી બઇરાંઓમાં હમણાજ આપણા જેવી સાડી પહેરવાનો રીવાજ નીકળયો છે, પણ તે હજુર તદન નવોજ છે. અરબાબ કયખુશરૂના ધણીયાણી, વહુ, તથા બીજાં બે ત્રણ બાનુઓજ એમ સાડી પહેરે છે. બાકીના મોટો ભાગ બઇરાંઓ ઇંગલીશ ડ્રેસ જેવોજ

ડરેસ ઘરમાં પહેરે છે અને બાહેર જતી વેળા કાળી ચાદર જેને કહે છે, જે ખરેખર તો રેશમી ક્રેપ કે સેટીનની હોય છે તે ઓઢે છે—પણ જરથોસતી બયરાંઓ મોંહું ખુલ્લું રાખે છે. છોકરીઓ ફરોક અને હેટ પહેરે છે. કોઇજ ઘણા ઓલ્ડ ફેશન્ડ અને બુઢ્ઢાં બયરાંઓ અસલની પહોળી ને નીચેથીટાઇટ ઇજાર અને ઉપર પહેરણ જેવું પહેરી માથે ઓઢણી જેવું ઓઢે છે, અને એ ત્રણ બયરાંને મેં માથે પાઘડીની માફક ડુપેટો બાંધેલાં જોયાં. પગમાં તો જુવાન બુઢ્ઢાં બધાં બુટ મોજાં પહેરે છે. જુવાનો ઉંચી હીલના હાલની ઢબના શુઝ પહેરે છે. માટીડા બધા ઇંગલીશ ઢબનાં, કોટ, પાટલુન, ટાઇ, કોલર અને પહેલવી કોલાહમાં જણાય છે.

## ધર્મગુરૂ થવા માટે પણ પરીક્ષા—અને જે પરીક્ષા પસાર કરે તેજ ધર્મગુરૂનો ડ્રેસ પહેરી શકે.

પહેલવી રાજમાં એક ઘણો સારો કાયદો નીકળેલો સાંભળયો છે. જો કે અગાઉથી મુલ્લાંઓ કુરાન, અરબી વગેરે શીખતા તો હતા, પણ હવેથી એવો કાયદો નીકળયો છે કે મુલ્લાંઓની કેળવણીની ચોક્કસ પરીક્ષાઓ છે, તે

જે મુલ્લાંએ આપી નહી હોય અને સરટીફીકેટ મેળવી નહી હોય તેનાથી મુલ્લાંનો ડ્રેસ પહેરાય નહી. મુલ્લાંનો ડ્રેસ તે લાંબો સાહયા જેવો ઝભ્ભો અને સફેદ પાઘડી, ને સઇયદની લીલા પાઘડી. હવે જે પરીક્ષામાં પાસ થયલા અને શીખેલા નહી હોય તેને બધા પરશયનની માફક કોટ, પાટલુન અને પહેલવી કોલાહ પહેરવાની. એ રીતે કહે છે કે અગાઉ જ્યારે રસ્તે રસ્તે મુલ્લાંઓ ઘણા દેખાતા હતા ત્યારે હવે તો ઘણા થોડા જણાય છે, અને કોટ, પાટલુન તથા પહેલવી કોલાહ પહેરનારા મુલ્લાઓ બીજી નોકરી ધંધે લાગી ગયા છે. જેમ ઈરાની મહોમેદનોમાં કેળવણીનો વધુ ફેલાવો થતો જાય છે, તેમ તેઓ હવે બીજા ધર્મવાળા અને જરથોસતીઓ સાથ ઘણા એખલાસથી વરતે છે. ખાસ કરી જરથોસ્તીઓને હવે તે લોક પોતાના બાઇ-બંધ સમજતા થયા છે અને આપણા પુજય પેગમબર સાહેબ અશો ઝરથુસ્ત્ર તરફ અને આપણા મઝહબ તરફ હવે બહુ માન ધરાવતા થયા છે.

કેળવાયલા મહોમેદનો આપણા ધર્મનું સાહીત્ય જાણવા અને શીખવા ઇંતેજાર બનયા છે, તે એટલા ઉપરથી જણાશે કે અહીંની જરથોસ્તી છોકરાઓની અને છોકરીઓની નીશાળો જયારે અમે જોવા ગયાં, ત્યારે ખબર પડી

કે ત્યાં જે મહોમેદન છોકરા છોકરીઓ આવે છે, તેમાંનાં ઘણુંકનાં માબાપ ઘણું ઈંતેજાર છે કે તેઓનાં છોકરાંઓને આપણા ધર્મના સાહીત્યની કાંઈક માહીતી આપવામાં આવે. અહીં ફંડની ગેરહાજરીમાં તથા ભાઈચારો અને એખલાસ વધે એ મતલબથી છોકરાઓની નીશાળમાં ઘણુંક ઉંચ કુટુંબના મહોમેદન છોકરાઓ, અને છોકરીઓની નીશાળમાં સારાં ખાનદાનની મહોમેદન છોકરીઓને લીધેલાં છે. અહીં અઠવાડયામાં એક કલાક દરેક વર્ગના બચ્ચાંઓને અવસતા, અને એક કલાક દરેક વર્ગને "અઇન" અને "ફરૂખ" નામની અરબાબ કયખુશરોની છપાવેલી આપણા ધરમના ફરમાનોને લગતી ચોપડીઓ છે તે, નીતીના સબકો તરીકે શીખવવામાં આવે છે. એ આપણા જરથોસતી બચ્ચાંઓ માટેજ છે, પણ જે મહોમેદન માબાપોની ખુશી હોય તેઓ પોતાનાં બચ્ચાંઓને આપણા નીતીના સબકો (moral instructions) આપનારા વર્ગમાં ભલે મોકલે એવી છુટ છે, અને મોટે ભાગે ઘણાં માબાપો તે માટે પોતાની ખુશી દેખાડે છે અને ખાસ ત્યાં મોકલે છે.

(જામે જમશેદ, તા૦ ૨૪-૫-૧૯૩૦.)



# ફીરૂઝ બહેરામ.

## તેહેરાંન નજદીકનું એક સુંદર ગામડું.

( લખનાર :– મીસીસ મેહેરબાનુ અંકલેશરીયા

ઉપલું ગામ જે અરબાબ કેખોશરો શાહરોખની માલેકીનું છે. ત્યાં ત્રણ ચાર દીવસ ગુજારવા માટે એવણનાં કુટુંબ સાથ અમો તા૦ ૧ લી એપ્રીલ ૧૯૩૦ ની સાંજે ગયાં.

અસલ હીંદુસ્તાનનાં કેટલાંક શહેરો માટે તેમજ મુંબઈ માટે કહે છે કે શહેરને ફરતો કીલ્લો બાંધેલો હતો ને તેને દરવાજા હતા ને તે કીલ્લો તે કોટ, તે પરથીજ આપણા કોટના રસ્તાનું નામ પડયું છે. તેમ અહીંઆં અસલ શહેરોની આજુબાજુ બચાવ માટે કીલ્લા બાંધતા હશે. જો કે કીલ્લાની દીવાલ જેવું હાલ કાંઈજ નથી, પણ તેહેરાનમાં ઘણા ગમ મોટા દરવાજા બાંધેલા છે, જેને અહીંના જાણીતી કારીગીરી "કાશી" એટલે રંગીન ટાઇલ્સથી

શણુગારી અસલ બહુ જોવા લાયક બનાવેલા હશે. હાલ ભાંગીતુટી હાલતમાંબી, કેઠેકેઠેના નળીયાં નીકળી જવા. છતાંબી સારા દેખાય છે. હીંદમાં દીલ્હી વગેરે શહેરોમાં હજુ એવા દરવાઝા છે.

તેહેરાનના દરવાઝે-એ-કાઝવીનથી બાહેર નીકળતાં, આશરે દશેક માઇલ, સુંદર ખેતરો ને પહાડોની સીનરી જોતાં કેટલીક ગમ ખુદ ખેતરોમાંથી ને પાણીના ઝરામાંથી મોટર પસાર થતાં, ઉછળતાં, હસતાં અમે ફીરોઝ બહેરામનાં ગામમાં આવી પુગાં. જેમ તેહેરાનનું અરબાબ કેખોશરોનું મકાન દબદબાભર્યું ને મોટું છે, તેમ અહીંનું મકાન ગામડાંને લાયકનું સાદું પણ સગવડનું ને મઝાહનું છે. જયાં રેહેવાનું મકાન છે, ત્યાં સામેજ પાણીની હોજ ને મરઘાં, બટકાં, હંસ, તરફી ઉપરાંત પાસેનાં કોઢારમાં પુશકલ મેઢાં, બકરાં, ગાયો, વાછરડાં, બળદ તથા સ્વારી માટે ગધેડાં ને ઘોડા છે. અહીં બગીચો ઘણો વીશાળ છે, ને જાતજાતનાં ફરૂટના ઝાડો જેવાં કે પીચ, આલુ, સપરચંદ, દાડમ, ચેરીઝ, દરાખ, કવીનસ, વગેરેથી તથા ગોલાબ, ચીનાર, સરોવર, બીડ, વીલોઝ ને બીજાં અનેક ઝાડોથી ભરપુર છે. એપ્રીલની શરૂઆત તે હજુર અહીં બહારની મોસમ યા spring

બરાબર ખીલેલી નહીં, ને ફ્રૂટની ઘણીક કલમો નવી એક બે સાલની નાંખેલી હતી, છતાં તે બધી ફુલોથી ભરાઇ ગઇ હતી. કેટલાંક ઝાડને નવાં પાંદડાં ફુટવાનાં હતાં, જ્યારે કેટલાંક બહારના નવા લેબાસમાં લીલાંછમ શોભતાં હતાં. બગીચાને પાણી પીવા માટે જે પાણીની નહેરો કીધેલી તેની બેઉ બાજુ ફ્રૂટનાં ઝાડો રોપેલાં ને પછીની બીજી લાઇન જે ફુનાં ઝાડોની આવે તે બે લાઇનની વચેના કયારાઓમાં તરકારી રોપેલી. પીચનાં ગોલાબી તથા સેબ, કવીન્સ, આલુ, એ બધાનાં સફેદ ફુલોથી ઝાડો ભરાઈ ગયલાં ને સમીસાંજને વખતે તે ઘણો ખુશ પમરાટ આપતાં હતાં

## નવરોઝી તહેવારના ખુશીભરી ધામધુમો.

જમશેદી નવરોઝ પછીના તેરમા દીવસે, એટલે ફ્રેવરદીન મહીનો ને તીર રોજે યાને તા૦ ૨ જી એપ્રીલે અહીં તહેવાર પાળવામાં આવે છે. સ્કુલ્સ, ઓફીસો બધું બંધ રહે છે, ને લોકો ઘણું કરી પીકનીક કરવા ઉતરી પડે છે. સહવારે અમો ગામના બગીચા, ખેતરો વગેરે જોવા નીકલ્યાં, અહીં જેની માલેકીનું ગામ હોય, તે ત્યાં રસ્તા વગેરે કરીને ગમે તેમ ગામની વ્યવસ્થા કરે. તેમાં સરકાર વચ્ચે આવતી નથી. વરસ દહાડે આવકપર ટેક્ષ લે, તે સીવાય

કોઇ રીતે આડે આવે નહીં. અરબાબ કેખોશરોએ પોતાનાં ગામમાં સીધા પહોલા રસ્તા માઇલો સુધીના બનાવી તેની બેઉ બાજુ પાણીની કનાલ કહાડી, તે કનાલની બેઉ બાજુ-કેઠે ચીનાર ને વીલોઝનાં, કેડે ફરૂટના ઝાડો હજારોની સંખ્યામાં રોપાવ્યાં છે. એક મોટો બાગ નામે "બાગે ફીરૂઝે" પોતાનાં મરહુમ ધણીયાણીને નામે, ને એક બીજો "કાજેસ્તાને શાહરોખ" પોતાનો એક અઢાર વરસનો દીકરો જે લુટારૂઓના હાથે શીરાઝ આગળ માર્યો ગયો તેને નામે, બનાવેલા છે.

## અરબાબ કયખુશરો હાલની રૂઢીએ ખેતી કરે છે.

બાગોને બચાવવા કેટલીક ગમ મટોડાંની દેવાલ છે જે નીચેથી દોઢ બે ફીટ પહોળી ને આંઠ દસ ફીટ ઉંચી જે ઉપર જતાં સાંકડી થતી જાય છે. જો માણસ મનપર લઇ, ઉલટથી એક કામપર મંડે તો તે, મુશકેલ હોવા છતાં પાર પાડી શકે છે. જયાં આજે "બાગે ફીરૂઝે" છે, ત્યાં બે ત્રણ વરસ અગાઉ ઘણી ખાડા ટેકરાવાળી ને કાંઈ ઉગે નહી એવી જગા હતી, તેને સરખી બનાવી

ખેડીને હાલ ત્યાં ફ્રુટનાં ને બીજાં ઝાડોની કલમો રોપી એક ગુલજાર વાડીમાં ફેરવી નાંખી છે. ઘઉં, જવ વગેરેનાં ખેતરો મોટા વીસ્તારનાં છે, જેને માટે અમેરીકન ટ્રેકટર્સ વગેરે ઓજારો મંગાવ્યાં છે. જે ઓઇલ એનજીનથી ચલાવી જમીન ખોદવાનું, જમીનમાંથી જંગલી મુળીયાં, ઘાસ વગેરે ઉખડી સાફ કરવાનું, દાણો રોપવાનું, અનાજને કનસલામાંથી છુટો કરવાનું, તેને ફોલરાં કહાડી સાફ કરવાનું, એ વગેરે કામો જુદા જુદા ઓજારોથી થઇ શકે છે. કહે છે કે એ હથયારોથી થતું કામ કાંઈ ખાસ સસ્તું પડતું નથી, પણ જમીન ખોદવાનું ને તેને બરાબર ઉથલ પાથલ કરવાનું વગેરે બીજું કામ જેટલું એનાથી સારી રીતે થાય છે, તેટલું સારી રીતે હાથનું કામ થતું નથી ખેતરોને બાગ-બગીચા જોઇને અમો વહેતાં પાણી આગળ વીલોઝનાં છાંયામાં બેસી જરા મેવો ફ્રુટ વગેરે ખાધું ને ઘેર આવ્યાં. અહીંથી થોડેક દુર એક ખંડેર જેવું છે. જ્યાં અગાઉ એક ટાવર જેવું હતું ને અહીંના લોક માને છે કે અહીં ધન દાટેલું છે. એકવાર અહીં ખેતીને માટે ખોદવા માંડતાં એક ઓરડા જેવું નીકળ્યું ને તેમાં કોઠીનાં ભાંગેલાં વાસણના કટકા જેવું પડેલું મળ્યું. બીજું કાંઇ નહીં.

શીરૂઝ બેહરામથી ચારેક માઈલ દુર સઈદ-આબાદ નામના ગામમાં એવણની જગા છે ત્યાંના ખેતરો બાગ-બગીચા વગેરે જોયું. વચ્ચે પાણીનું નાળું છે, ત્યાં માછલી પકડવા કેટલાંક જણ ગયાં હતાં.

## આટાની ઘંટી-આપણા છેલ્લા શાહ યઝદગર્દ શેહેરયારની સરજત.

શીરૂઝ બહેરામમાં પાણીના વહેતા રોહને ઉપયોગમાં લઈ તેનાથી આટો દળવાની ઘંટી ચલાવે છે તે જોયું. કુદરતની બક્ષેશને માણસ પોતાની અકકલ વાપરીને તેનાથી કેટલું ઉપયોગી કામ કરી શકે છે. એ અકકલ મુજબ અસલ સેંકડો વરસપર ઇરાનમાં એવી ઘંટીઓ ચાલતી હતી, તેનો હેવાલ આપણા છેલ્લા કમનસીબ શાહ યઝદગર્દ શહેરયારને એવી એક ઘંટીના કમઅકલી ને ઘાતકી માલેકે કેવી રીતે કમોતે મારી નખાવ્યો તે વાંચી આપણને અફ-સોસ થાય છે. સરજત ઇરાન વતનની!

## ગરીબ ઈરાનીનો ખોરાક

બહારવને અમારામાંના કેટલાંકને શીકારનો શોખ થયો, અને એક નાની ટેકડી જયાં વરૂ, શીયાળ, સીસોડીયું વગેરેના ગુફા હતા ત્યાં ગયાં. શીકાર તો કાંઈ મળ્યો નહી,

પોરકયુમાઇન્સનાં કવીલ ઘણાં મળ્યાં. પણ ટેકડીની ઉપર ચહડીને આજુબાજુનો દેખાવ જોયો. ઘઉંનાં લીલાંછમ ખેતરો, પાણીનાં નાળાં ને કનાલો, મેંઢાં બકરાંનાં ટોળાંઓ, ને દુર દુર હસમાબાદ, સઇદ આબાદ, ને બીજા ગામોની સુંદર સીનરી જોઇ જીવ ખુશ થયો. અહીં ઘઉંની ખેતી માટે પુશકળ જગા છે, ને પાક ઘણો સારો ઉતરે છે. પણ ઘઉં બાહેર મોકલવાની મનાઇ છે ને પાક ઘણો સારો તેથી બધી જગા ખેડતા નથી, અને ખેતરોને એક બે વરસ પડત નાખી પછી પાછાં ખેડે છે. ઈરાનમાં ગરીબોનો મુખ્ય ખોરાક ઘઉં યા જવનાં નાન, પનીર, સબઝી યા લીલી કાચી તરકારી, દહી એ છે. આજે રાત્રે અહીં વરસાદ પડ્યો તેથી સવારના પોહોરમાં બાગનો દેખાવ કાંઈ જુદોજ થઇ ગયો. તા૦ ૫ મીએ સહવારે અમો પાછાં તેહેરાન આવ્યાં. તે રસ્તામાં આવતું નાળું પાણીથી ભરાઇને વધુ જોરથી વહેતું થયલું ને ખેતરો ને બગીચાઓનો દેખાવ વધતોજ ખુશનુમા લાગતો હતો.

## રેશમના કીડા ઉછેરવાનું ખાતું.

શીરૂઝ બહેરામમાં આ વરસ રેશમના કીડા ઉછેરવાનું શરૂ કરવામાં આવ્યું છે. ઇરાનમાં એ ઉદ્યોગ જુનો છે, ને

અસલથી યજદ, રશત ને બીજે ઘણે ઠેકાણે જુની યા નવી રૂઢી મુજબ ચાલુ છે. અમોને એ કામ જોવાની આ પહેલીજ તક મલી હતી. કહે છે કે જીનાં ખસખસ જેવાં તલના આકારનાં ઈંડા યા "સીડસ" જુદે જુદે ઠેકાણેથી દાબડાઓમાં આવે છે. તેને ચોકકસ ગરમીવાલા ઓરડાઓમાં રાખવાથી તેમાં જીવ પેદા થઈ કીડા નીકલે છે. મોટા લાકડાના ઘોડાઓ બબે ત્રણ ત્રણ કાંડયાંના બનાવી તેપર શેંતુરનાં પાંદડાં પાથરી તેપર કીડાઓને રાખેલા હતા. અમે જોવા ગયાં ત્યારે એ કીડાઓમાંનો મોટો ભાગ લગભગ ચાલીસ દહાડાના થયલા હતા. તે લોકનું કદ લગભગ ત્રણથી ચાર ઈંચ લાંબું, આપણાં આંગળાં જેટલાં, પણ આંગળાં કરતાં પાતળા હતા. રંગે સફેદ, સહેજ બર્ફ જેવા, ને ગોકલગાય કોટલામાંથી નીકળેલી જેવી દેખાય તેને મળતા આવતા હતા. એ લોકનો ખોરાક શેંતુરનાં પાંદડાં છે. આખી જીંદગીનાં ત્રણ કે ચાર વખત એ લોક ઉંઘાય છે. જુદી જુદી જાતના કીડાપર તે આધાર રાખે છે. ને દર વખત ચોવીસથી છત્રીસ કલાકની ઉંઘ લે છે. જીવ પેદા થયા પછી ચાલીસ દીવસે કીડા રેશમ બનાવવાનું શરૂ કરે છે. ઉંઘમાંથી ઉઠયા પછી પુશકલ શેંતુરનાં પાંદડાં ખાય છે ને તેને માટે મોટા જથામાં શેંતુરનાં ઝાડ રોપવા ને ઉગાડવા પડે છે.

વળી ચોકસ જાતનાં ઘણાં મોટાં કદનાં ને વધારે પુષ્ટી-કારક પાંદડાંવાલાં શેતુરનાં ઝાડ એઓ માટે ફાયદાકારક છે. ચાલીસ દીવસના થવા પછી જ્યારે રેશમ બનાવવા માંડે છે. ત્યારે મહોમાંથી ચીકનો પદાર્થ કહાડી પોતાનાં શરીરની આસપાસ રેશમનું કોકડું બનાવે છે તે જોવાનું નવાઈ જેવું લાગે છે. થોડાક કીડા જેઓએ તુરતનુંજ રેશમ બનાવવા માંડેલું તે એવું અનદીઠ જેવું પાતળું પડ થયલું કે સાદી આંખે જલદી જણાય નહીં. પછી તે પડ જરા જરા ઘટ ને સફેદ થતું જાય ને છેહલે કોકડું કબુતરનાં ઇંડાથી સહેજજ નાનું કહણુ ને સફેદ થાય. દરેક ઠાંડે રાખેલા કીડાઓની જુદી જુદી વીગત લખેલી લેબલ્સ ત્યાં મુકેલી હતી, ને ઓરડાને ચોક્કસ પ્રમાણની ગરમી મુજબ રાખવાને જાણવા ત્યાં હરમોમાટર મુકેલી, કારણ જરૂર કરતાં વધુ યા ઓછી ગરમી થયે કીડા મરી જાય છે. એ કામપર દેખરેખ રાખવા એક આરમીન્યન રહેલા હતા. રેશમ બનાવવાનું શરૂ કીધા પછી સાત દીવસે કીડા તે બનાવી રહે છે. કોકડાં બરાબર કહણુ થવા પછી જો રેશમ બનાવવું હોય તો તેને ચોક્કસ ગરમી યા તો સુરજની યા આતશની આપી, અંદરના કીડાને મારી નાખે ને કોકડાં-માંથી રેશમ બનાવે, પણ બાજી વખત માટે જો ઈંડાં

જોઇતાં હોય તો કોકડાંને રહેવા દેતાં ચોકકસ વખતે કીડાનું પતંગયું થઇ કોકડું કરડીને બાહેર આવે ને પછી તેઓ ઇંડાં મુકે, જે ઇન્સપેકટર તપાસી જે સારાં હોય તેજ વેચવા દે ને નબલાંનો નાશ કરે છે એમ કહેવામાં આવ્યું.

## શમ્રાન.

તેહેરાનથી આશરે પાંચ સાત માઇલ દુર અલબુર્ઝના પહાડની તળેટીમાંથી જે ગામડાઓ શરૂ થાય છે તેને શમ્રાન કહે છે. ગરમીના દીવસોમાં તેહેરાનના શકતીવાલા ને શોખીન લોકો ત્યાં હવા ખાવા જાય છે. મોટરના રસ્તા કીંચેલા છે, ને ભાડેની ટેક્ષી, મોટર બસ તથા ગધેડાંનો, જેમ જેને ફાવે તેમ ઉપયોગ કરે છે. પહાડોની ઉપર જતાં સુંદર ખેતરો, બગીચાઓ ને ગામડાઓના ખુશ દેખાવ નજરે પડે છે, ને હવા થંડી થતી જાય છે. આ જગા આપણા માથેરાન મહાબલેશ્વરની અહીં યાદ આપે છે. પણ મહાબલેશ્વર કરતાંઓ ટંડક વધારે તથા બરફવાલા પહાડોને અહીંના ગામડાના તંદરૂસ્ત, ખુબસુરત ને ગોરા ગોરા છોકરાં, અહીંની ખુબસુરતીમાં વધારો કરે છે. વળી આપણી તરફના બગીચા, ઝાડો ને સીનરી કાંઇક જુદીજ, અને અહીંના કાજ, ચીનાર, વગેરે ઝાડો ને બગીચાઓ કાંઇક

બુદોજ દેખાવ રજુ કરે છે. કહે છે કે શમેરાન તે આશરે બસો કે વધુ ગામો છે. અમે ઝરગંડે, ગોલ્હક, અઈવીન, તજરીશ, સઈદાબાદ ને બીજા અનેક ગામો રસ્તે છોડી આવ્યાં. અહીંનો શાહનો મહેલ વગેરે છોડી એક મોટા ખુશનુમા બાગમાં છેક સાંજ પછી આવી પુગા, જે મરહુમ માઝી શાહનો હતો. રાત ચાંદરની હોવાથી ઉજાસ સારો હતો. ત્યાંના વહેતાં નીરમળ પાણી, ખુશનુમા બાગ ને ચા પાણીની મોજ ચાખી અમો પાછા ઘેર આવ્યાં.

(જામે જમશેદ, તા૦ ૬-૯-૧૯૩૦.)





પર્સીપોલીસનાં મહેલનો
સ્થંભ.